— દેવદર્શનાદિ ધર્મકરણી —

એ ભવ્ય આત્માઓના ભાવિ ઉન્નત જીવનની ચાવી છે

ॐ ह्रीँ श्रीँ अर्हं नमः

# દેવ-દર્શન

શ્રી વીતરાગદેવ અને તેમનાં દર્શન, પૂજન, સ્તવનાદિનું
શાસ્ત્રગમ્ય, યુક્તિગમ્ય અને અનુભવગમ્ય
વિસ્તૃત સ્વરૂપ-દર્શન

[ શાસ્ત્રીય પ્રમાણો સહિત. ]

લેખક: પૂ. મુનિરાજ શ્રી ભદ્રંકરવિજયજી મહારાજ

પ્રકાશક: ઝવેરી ચીમનલાલ મોહનલાલ
ભઝગાના રોડ, ડુંગરી, અંધેરી.

વિપત્તિ એ સાચી વિપત્તિ નથી. વીતરાગનું વિસ્મરણ એજ
સાચી વિપત્તિ છે. સંપત્તિ એ સાચી સંપત્તિ નથી:
વીતરાગનું સ્મરણ એજ સાચી સંપત્તિ છે.

# .˙. ભેટ .˙.

વિક્રમ સંવત્ ૧૯૯૮ની સાલમાં પૂ. સિદ્ધાન્તમહોદધિ, ચારિત્રચૂડામણિ, આચાર્યદેવ શ્રીમદ્ **વિજયપ્રેમ-સૂરીશ્વરજી** મહારાજના પટ્ટપ્રભાકર પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ, આચાર્યદેવ શ્રીમદ્ **વિજયરામચન્દ્ર-સૂરીશ્વરજી** મહારાજની છત્રછાયામાં અંધેરી મુકામે શ્રેષ્ઠિવર્ય શ્રીયુત માણેકલાલ ચુનીલાલ જે. પી. તરફથી કરાવવામાં આવેલા શ્રી ઉપધાન તપ પ્રસંગે, શ્રી ઉપધાન તપની આરાધનામાં જોડાયેલા સાધર્મિક બન્ધુઓ અને બ્હેનોને તથા દેવ-દર્શનાદિ ધર્મકરણીમાં રક્ત રહેનારા બીજા પણ સાધર્મિક ભાઈઓ અને બ્હેનોને શ્રી જિનેશ્વરદેવની ભક્તિમાં વિધિ-પૂર્વક તથા પ્રીતિપૂર્વક આગળ વધવામાં સહાયક થવા માટે, શ્રી રાજનગરનિવાસી શ્રેષ્ઠિવર્ય શ્રીયુત **મોહનલાલ હેમચંદનાં** ધર્મપત્ની અ. સૌ. સ્વ. **જાસુદબાઈના** પુણ્યાર્થે
તેમના સુપુત્રો તરફથી ભેટ!

મુદ્રક : કેશવલાલ સાંકળચંદ શાહ, ધી વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ,
સલાપોસ ક્રોસ રોડ–અમદાવાદ.

# પ્રસ્તાવના.

શ્રી જૈનશાસનમાં શ્રી વીતરાગદેવનાં દર્શન, પૂજન અને સ્તવનાદિ, એ પ્રત્યેક સાધુ અને શ્રાવક માટે નિત્ય અને આવશ્યક કર્તવ્ય તરીકે ઉપદેશાયેલાં છે. એ ઉપદેશના આધારે આજે પણ પ્રત્યેક જૈન,—પછી તે સાધુ હોય યા ગૃહસ્થ, પુરૂષ હોય યા સ્ત્રી, બાલક હોય યા વૃદ્ધ, યુવાન હોય યા યુવતી,—સર્વ કોઇ શ્રદ્ધાપૂર્વક શ્રી જિનેશ્વરદેવનાં દર્શનાદિ કરે છેઃ અને તેનાથી, વ્યક્તપણે કે અવ્યક્તપણે અનેક પ્રકારના ફાયદાઓ ઉઠાવે છે.

શાસ્ત્રોમાં શ્રી વીતરાગદેવનાં દર્શન, પૂજન અને સ્તવનાદિને તેને આચરનાર ભવ્યાત્માઓના, ભાવિ ઉન્નત જીવનની અચૂક આગાહીઓ રૂપ ગણેલાં છે જે આત્મા જેટલી ઉચ્ચ વ્યક્તિને પૂજે છે, તે આત્મા તેટલી ઉચ્ચ સ્થિતિએ પહોંચે છે, એ સર્વમાન્ય સિદ્ધાન્ત છે. શ્રી વીતરાગનું દર્શન કરનારા, શ્રી વીતરાગની પૂજા કરનારા અને શ્રી વીતરાગની સ્તુતિ કરનારા, અનુક્રમે શ્રી વીતરાગની સમાન બને છે એ વાતમાં શ્રી જૈન કે જૈનેતર સર્વે કોઇ પ્રામાણિક દર્શનકારો [1]એકમત છે.

---

૧–' જૈનેતર દર્શનકારોને પ્રામાણિક દર્શનકારો કેમ કહી શકાય ?'–એવી શંકા નહિ કરવી : કારણ કે–જૈનેતર દર્શનકારો પણ જેટલે અંશે પ્રમાણશાસ્ત્રને માન્ય રાખીને પ્રત્યક્ષાદિ પ્રમાણથી અવિરૂદ્ધપણે વસ્તુતત્ત્વનું પ્રતિપાદન કરે છે, તેટલે અંશે તેઓ પ્રમાણિક છે અને તે સિવાયના અંશોમાં અપ્રામાણિક છે.

પૂ. ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજા શ્રી 'પરમાત્મ પંચવિંશતિકા' માં ફરમાવે છે કે–

'इलिका भ्रमरीध्यानात्, भ्रमरीत्वं यथाऽश्नुते ।
तथा ध्यायन् परात्मानं, परमात्मत्वमाप्नुयात् ॥ १ ॥'

ઇલિકા–ઇયળ જેમ ભમરીના ધ્યાનથી ભમરીપણાને પામે છે, તેમ શ્રી વીતરાગ પરમાત્માને ધ્યાનાર–સેવન, પૂજન અને ઉપાસનાદિ દ્વારા તેમનામાં ચિત્તને પરોવનાર, શ્રી પરમાત્મપણાને અર્થાત્ શ્રી વીતરાગપણાને પ્રાપ્ત કરે છે. (૧)

યોગદર્શનના પ્રણેતા શ્રી પતંજલિ પણ 'યોગ-સૂત્ર' માં પ્રરૂપે છે કે—

'वीतरागविषयं वा चित्तं ।' અ. ૧, સૂ.–૩૮

અર્થાત્—શ્રી વીતરાગપુરૂષોને ધ્યેય રૂપે ગ્રહણ કરવાથી, યોગી પુરૂષનું ચિત્ત ધ્યાતાધ્યેય રૂપ થાય છે–એ નિયમાનુસાર, રાગદ્વેષાદિથી રહિત થઈ શાંત થાય છે–સ્થિરતાને પામે છે.

શ્રી વીતરાગદેવનાં દર્શન–પૂજન–સ્તવનાદિને, વર્ત્તમાન જીવન અને આગામી જીવનની ઉન્નતિના અર્થી એવા સર્વે કોઇ વિબુધ જનોએ આવશ્યક કર્તવ્ય તરીકે માન્ય રાખેલ છે: તો પણ તેનો સક્રિય અમલ જેટલો શ્રી જૈનશાસનમાં થઇ રહેલો છે, તેટલો બીજી કોઇ જગ્યાએ નથી. જૈન વર્ગમાં પણ જેઓ શ્રી વીતરાગ દેવનાં દર્શનાદિ નિત્ય અને નિયમિત કરે છે, તેઓમાંના પણ ઘણા ખરા શ્રી વીતરાગદેવના સ્વરૂપથી અપરિચિત અને તેમની ભક્તિ આદિના રહસ્યથી મોટા ભાગે અજાણ હોય છે. એ કારણે તેઓને જેવો લાભ થવો

જોઇએ, તેવો થઈ શકતો નથી. જો કે-શ્રી વીતરાગદેવ અને તેમની ભક્તિનું સ્વરૂપ યોગિઓને પણ અગમ્ય તથા અધ્યાત્મવેત્તાઓને પણ અગોચર હોય છે, તો પણ બાલજીવોના હિતને માટે શાસ્ત્રકાર મહર્ષિઓએ તેને સૌ કોઇ સમજી શકે તેવી ભાષામાં સરળ રીતે સમજાવવા ઓછો પ્રયાસ નથી કર્યો. એના આધારે જ આજે યત્કિંચિત્ આરાધન થઇ રહ્યું છે.

શ્રી વીતરાગની ભક્તિ, એ આ વિષમય દુનિયામાં અમૃતનો કુંડ છે. એમાં સ્નાન કરનાર આત્મા પાપપંકથી પાવન થયા સિવાય રહેતો નથી. શ્રી વીતરાગની ભક્તિ રૂપી અમૃતના કુંડમાં નિરન્તર સ્નાન કરવા માટે શાસ્ત્રકારોએ અનેક પ્રકારના માર્ગો બતાવ્યા છે: તેમાં નિત્ય શાસ્ત્રોક્ત વિધિપૂર્વક દેવદર્શન કરવું, એ મુખ્ય છે. આબાલવૃદ્ધ સૌ કોઇ વડે સહેલાઇથી આચરી શકાય તેવું પવિત્ર ધર્મકૃત્ય છે. એ આત્મા ઉપર લાગેલ કર્મમલને ધોવા માટે એક પ્રકારનું આંતરિક સ્નાન છે.

પરમાર્થદર્શી મહાપુરૂષો ભારપૂર્વક ફરમાવે છે કે-નિત્ય શ્રી વીતરાગદેવના દર્શનાદિથી પાપરજ નાશ પામે છે અને પુણ્યસમૂહ એકત્રિત થાય છે. તેથી તે ક્રિયાઓ શ્રી જૈન સંઘ અને ઉપલક્ષણથી સમસ્ત વિશ્વને એકાંત કલ્યાણકર છે. એવી એકાંત કલ્યાણકારિણી કરણી કેવળ રૂઢિ માત્રથી જ થાય અગર સાંસારિક -લોભ-લાલચથી જ થાય, તે શાસ્ત્રકારોને ઇષ્ટ નથી. દુનિયાદારીનાં પ્રત્યેક કાર્યો, તેની વિધિથી કરવામાં આવે, તો જે જેમ ફળીભૂત થાય છે, તેમ આત્મશ્રેય અને લોકોત્તર કલ્યાણને સાધી આપનારાં કાર્યો પણ, તેની વિધિથી થાય તો જ કાર્યસાધક બને છે. શ્રી વીતરાગદેવનાં

દર્શનાદિ માટે શ્રી જૈન શાસ્ત્રોમાં જે વિધિ આદિ પ્રદર્શિત કરેલ છે, તેને યત્કિંચિત સમજાવવા આ પુસ્તકદ્વારા પ્રયાસ કરવામાં આવ્યો છે. એમાં અજ્ઞાનતાના દોષથી યા પ્રેસ વિગેરેના દોષથી જે કાંઈ અશુદ્ધિઓ રહી જવા પામી હોય, તેને સુજ્ઞ વાચકગણે સુધારીને વાંચવા વિનંતિ છે.

આ પુસ્તક તૈયાર થવામાં પ્રધાન નિમિત્ત, અમદાવાદના વતની અને ધંધાર્થે અંધેરી (મુંબઇ)માં નિવાસ કરતા સુશ્રાવક **ચીમનલાલ મોહનલાલ ઝવેરી** છે. શ્રી જિનેશ્વરદેવનાં દર્શન-પૂજન-સ્તવનાદિ નિત્યકરણીઓની પાછળ ચાલતી અજ્ઞાનતા, અવિધિ અને આશાતનાઓ જેમ બને તેમ ઓછી થાય અને તે ક્રિયાઓ કરનારાઓ સમજપૂર્વક, વિધિપૂર્વક અને આશાતનાઓ આદિને ટાળવા પૂર્વક કરે, તો ઘણો લાભ થાય,-એ જાતિના શુભ ઇરાદાથી આ જાતિનું લખાણ કરવાની તેમની ઘણા વખતની માગણી હતી. તેના ફળ રૂપે આ પુસ્તક તૈયાર થયું છે. અર્થી આત્માઓ તેનો યથાયોગ્ય લાભ ઉઠાવે, એ જ એક શુભાભિલાષા.

કરમચંદ જૈન પૌષધશાળા<br>વિ. સં. ૧૯૯૮, પોષ સુદ ૧૩<br>બુધવાર, તા. ૩૧-૧૨-૪૧

**મુનિ ભદ્રંકરવિજય.**



આ પુસ્તકમાં સાક્ષી તરીકે ઉપયોગમાં લેવાએલા

## શાસ્ત્રગ્રન્થોની યાદી.



१-श्री લલિત વિસ્તરા
२-श्री હારિભદ્રીય અષ્ટક
३-श्री યોગશાસ્ત્ર
४-श्री દેવાધિદેવ સ્તોત્ર
५-श्री દ્વાત્રિંશદ્ દ્વાત્રિંશિકા
६-श्री અભિધાન ચિન્તામણિ
७-श्री ભક્તામર સ્તોત્ર
८-श्री મહાદેવ સ્તોત્ર
९-श्री આવશ્યક નિર્યુક્તિ
१०-श्री કર્મવિપાક કર્મગ્રથ
११-श्री પચસંગ્રહ
१२-श्री યોગબિન્દુ
१३-श्री તત્ત્વાર્થાધિગમ સૂત્ર
१४-श्री પૂજા પ્રકરણ
१५-श्री પૂજા વિંશિકા
१६-श्री ધર્મબિન્દુ
१७-श्री વીતરાગ સ્તોત્ર
१८-श्री પ્રતિમાશતક
१९-श्री દેવવદન ભાષ્ય
२०-श्री ભગવતી સૂત્ર
२१-श्री રાયપસેણીય સૂત્ર
२२-श्री ઉવવાઇ સૂત્ર
२३-श्री ઉત્તરાધ્યયન સૂત્ર
२४-श्री કલ્યાણમંદિર સ્તોત્ર
२५-श्री ષોડશક પ્રકરણ
२६-श्री અધ્યાત્મસાર
२७-श्री કલ્પસૂત્ર સુબોધિકા
२८-श्री સિન્દૂર પ્રકર
२९-श्री અનુયોગદ્વાર સૂત્ર
३०-श्री ઉપદેશતરંગિણી



# .·. અનુક્રમણિકા .·.

# શ્રી દેવ-દર્શન-ફલ-વર્ણન.

ॐ

"यास्याम्यायतनं जिनस्य लभते, ध्यायंश्चतुर्थं फलम्,
षष्ठं चोत्थित उद्यतोऽष्टममथो, गन्तुं प्रवृत्तोऽध्वनि ।
श्रद्धालुर्दशमं बहिर्जिनगृहात्,प्रा .स्ततो द्वादशं,
मध्ये पाक्षिकमीक्षिते जिनपतौ, . ासोपवासं फलम् ॥१॥"

શ્રદ્ધાળુ આત્મા—

શ્રી જિનમન્દિરે જવાનુ ચિન્તવન કરતાં એક ઉપવાસના ફળને,
શ્રી જિનમન્દિરે જવાને માટે ઉભો થયે એક છઠ્ઠ તપના ફળને,
શ્રી જિનમન્દિરે જવાની પ્રવૃત્તિ કરતે એક અઠ્ઠમ તપના ફળને,
શ્રી જિનમન્દિરની નજદિકમાં આવતાં ચાર ઉપવાસના ફળને,
શ્રી જિનમન્દિરમાં પ્રવેશ કરતી વેળાએ પાંચ ઉપવાસના ફળને,
શ્રી જિનમન્દિરના મધ્યભાગે પહોંચતાં પંદર ઉપવાસના ફળને,

— અને —

શ્રી જિનમન્દિરમાં પ્રભુદર્શન કરતાં એક માસોપવાસના ફળને
—પ્રાપ્ત કરે છે.

ભગવાનના યથાર્થ ગુણોને વિષે બહુમાનયુક્ત બનેલા આત્માને એકાગ્ર ચિત્તે શ્રી જિનદર્શન કરતાં ઉપર જણાવેલ ફળ મળે છે, એ તો એક વ્યવહારિક વચન છે. નિશ્ચયથી તો જેમ જેમ ભાવની વિશેષતા ભળતી જાય છે, તેમ તેમ ફળની વિશેષતાનું કાંઇ માપ જ રહેતું નથી. ભાવપૂર્ણ આત્માને તો યાવત્ કેવલજ્ઞાન અને કેવલદર્શન પણ સુલભ બને છે.

## પ્રકરણ-પહેલું.

# "દેવ" શબ્દની વ્યુત્પત્તિ.

'दिवु' क्रीडा-विजिगीषा-द्युति-दीप्ति-स्तुति-मोद-मद-कान्ति-स्वप्न-गतिषु ' इति वचनाद् दीव्यते-स्तूयते इति देवः।

દિવ્ । ધાતુ સંસ્કૃત ભાષામાં ક્રીડા, વિજિગીષા, દ્યુતિ, દીપ્તિ, મોદ, મદ, કાન્તિ, ગતિ આદિ અનેક અર્થોમાં વપરાય છે. અહીં મુખ્યપણે દેવ શબ્દથી दीव्यते-स्तूयते इति देवः બીજાઓ વડે સ્તવાય-સ્તુતિ કરાય તે દેવ, એવો અર્થ લેવાનો છે અને બીજા પણ ક્રીડાદિ અર્થો ગૌણપણે સમજવાના છે. દેવમાં એ બધા અર્થો અને બીજા પણ ઘણા અર્થો ઘટે છે. દેવ એટલે સ્તવનીય, ક્રીડનશીલ, વિજિગીષાવાન, દ્યુતિમાન, દીપ્તિમાન, સ્તુતિમાન, મોદવાન, મદવાન, કાન્તિમાન અને ગતિમાન ઇત્યાદિ કિન્તુ અહીં એ બધા અર્થોનો વિચાર નહિ કરતાં કેવળ સ્તુતિ અર્થનો જ વિચાર મુખ્ય છે

"दीव्यते-स्तूयते, भक्तिभरनिर्भरामरप्रभुप्रभृतिभिर्भव्यैरनवरतमिति देवः। स च क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः।"

ભક્તિના સમૂહથી ભરપૂર બનેલા દેવેન્દ્ર આદિ ભવ્ય જીવો વડે જેઓ નિરન્તર સ્તવાય છે-સ્તુતિ કરાય છે, તે દેવ છે અને તે ક્લેશ-કર્મનાં કારણો, કર્મ-કૃતિના પરિણામો, વિપાક-કર્મનાં ફળો અને આશય-કર્મપરિણામજનિત સંસ્કાર વિશેષો-

તેથી સર્વથા અપરામૃષ્ટ-અસ્પૃષ્ટ પુરુષ વિશેષ છે અને તે ઇશ્વર, પરમાત્મા, પારગત, સુગત અને અર્હન્ આદિ ભિન્ન ભિન્ન નામોથી સંબોધાય છે.

દેવનું સ્વરૂપ સ્પષ્ટ સમજવા માટે શાસ્ત્રકારોએ તેના સંક્ષેપમાં પાંચ ભેદ પાડી બતાવ્યા છે. નરદેવ, દ્રવ્યદેવ, ભાવદેવ, ધર્મદેવ અને દેવદેવ-દેવાધિદેવ-એ પાંચે પ્રકારના દેવોમાં વધતા ઓછા અંશે સ્તવનીયપણું, ક્રીડનશીલપણું અને દીપ્તિમાનપણું વિગેરે રહેલું છે. કિન્તુ સ્તવનીયપણા આદિનો પ્રકર્ષ-સર્વાંશ સ્તવનીયપણું વિગેરે તો અંતિમ દેવાધિદેવમાં જ ઘટે છે. બલદેવ, વાસુદેવ, ચક્રવર્તી, રાજા-મહારાજા અને મહર્ધિક આદિ નરદેવ ગણાય છે. તેમની દીપ્તિ, કાન્તિ અને ઐશ્વર્ય આદિ અન્ય મનુષ્યો કરતાં ચઢીયાતાં હોય છે. તેથી તેઓ અન્ય મનુષ્યો વડે સ્તવાય છે-પૂજાય છે અને બહુમાનાદિ પામે છે. દ્રવ્યદેવ તે છે કે જેઓ વર્તમાનમાં દેવ નથી, પણ ભવિષ્યમાં દેવ થનારા છે, દેવગતિમાં જવાને યોગ્ય કર્મ જેમણે ઉપાર્જન કર્યું છે એવા સમ્યગ્દૃષ્ટિ, દેશ-વિરતિધર, સર્વવિરતિધર અને બીજા પણ સદાચરણી મનુષ્ય અને તિર્યંચો આદિ દ્રવ્યદેવ છે: તેઓમાં પણ વર્તમાનકાળે તેમજ આગામીકાળે સ્તવનીયપણું આદિ ઘટે છે. ભાવદેવ તે દેવગતિને પ્રાપ્ત થયેલા ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક નિકાયમાં ઉત્પન્ન થયેલા જીવો છે. તેઓ દેવગતિના અનુપમ સુખોનો ભોગવટો કરી રહ્યા છે તેથી તેમનામાં દેવત્વ-સ્વામિત્વ-ઇશ્વરત્વ વિગેરે પ્રગટપણે રહેલું જ છે: ધર્મદેવ-સુસાધુઓ અને ગુરૂજનો છે. જેઓ વર્તમાનકાળે

ધર્મને આચરી રહ્યા છે અને પોતાના સંસર્ગમાં આવનારા યોગ્ય આત્માઓને ધર્મમાર્ગે વાળી રહ્યા છે તેઓ પણ ધર્માર્થિ ઉત્તમ આત્માઓને સ્તવનીય છે અને તપ સયમાદિ ઐશ્વર્યને પ્રાપ્ત કરનારા છે, તેથી દેવ વ્યપદેશને યોગ્ય છે છેલ્લા દેવાધિદેવ છે જેઓ દેવદેવ, મહાદેવ, અર્હન્, પુરૂષોત્તમ, શભુ, સ્વયભૂ અને ભગવાન્ આદિ પદોથી સબોધાય છે તથા જેઓમાં સ્તુતિ કરવાને યોગ્ય સમગ્ર વસ્તુઓ રહેલી છે કહ્યુ છે કે—

"ऐश्वर्यस्य समग्रस्य, रूपस्य यशस श्रिय ।
धर्मस्याथ प्रयत्नस्य, षण्णा भग इतीङ्गना ॥ १ ॥"
[ લલિતવિસ્તરા ]

સમગ્ર ઐશ્વર્ય, રૂપ, યશ, શ્રી–લક્ષ્મી, ધર્મ અને પ્રયત્ન એ છ ને ભગ એવી સજ્ઞા આપવામા આવી છે એ છ વસ્તુઓ જેઓમા પરિપૂર્ણ હોય છે તેઓ ભગવાન્ કહેવાય છે

દેવાધિદેવમાં એ છ વસ્તુઓનો સંપૂર્ણ યોગ રહેલો છે, સમગ્ર ઐશ્વર્ય ત્રિદશપતિ–ઇન્દ્રો પણ જેઓના ચરણમાં ભક્તિથી નમ્ર બનીને લુઠન કરે છે તથા શુભાનુબન્ધિ મહાપ્રાતિહાર્યો વડે પૂજા કરે છે જેઓનુ રૂપ પણ અદ્વિતીય હોય છે સઘળા દેવતાઓ પોતાના પ્રભાવ વડે પોતાના રૂપને એક અગુષ્ઠ પ્રમાણ વિકુર્વે તો પણ શ્રી જિનેશ્વરના ચરણના અગૂઠા આગળ તે રૂપ બૂઝાઇ ગયેલા અગારા–કોલસાસમાન ભાસે પ્રભુનો યશ પણ રાગદ્વેષ, પરીષહ અને ઉપસર્ગોને સપૂર્ણપણે હઠાવવાના પરાક્રમથી સર્વત્ર ફેલાયેલો છે અને ત્રણે લોકને સદાકાળ આનંદ આપવાવાળો છે લક્ષ્મી પણ ઘાતિકર્મના [illegible] થયેલ કેવલાલોક–કેવળજ્ઞાન અને

નિરતિશય સુખરૂપ જેઓને શાશ્વત હોય છે, ધર્મ પણ સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રરૂપ અથવા દાનશીલ તપ અને ભાવનાદિરૂપ, સાશ્રવ અને અનાશ્રવ એવા બે ભેદવાળો તથા મહાયોગાત્મક જેઓને સર્વોત્કર્ષપણે હોય છે, તથા પ્રયત્ન પણ જેઓનો પરમ વીર્યથી ઉત્પન્ન થયેલ એકરાત્રિકી આદિ મહાપ્રતિમાઓના કારણભૂત તથા કેવલીસમુદ્ઘાત અને યોગનિરોધ રૂપ શૈલેશી અવસ્થાઓ વડે વ્યંગ્ય હોય છે, તેઓ ભગવાન્ કહેવાય છે. એવા પ્રકારના દેવાધિદેવ એ જ સર્વ પ્રેક્ષાવાન પુરુષોને સ્તવનીય, અર્ચનીય અને નમસ્કરણીય છે. તેમનું સ્તવન, અર્ચન અને વન્દન જે રીતે મુક્તિ નિમિત્ત થાય છે તે રીતે અન્ય સંસારી દેવોનું મુક્તિ નિમિત્ત થતું નથી, કિન્તુ અનર્થને માટે થાય છે. ક્રીડા પણ દેવાધિદેવની આત્મગુણમાં રમણતા કરવા રૂપ પરમાનંદને આપનારી હોય છે, વિજિગીષા પણ આંતરિક શત્રુઓને જીતવાની હોવાથી પરમ નિર્દોષ હોય છે. દીપ્તિ પણ ત્રૈલોક્યને આનંદકારી હોય છે. મંદ પણ સર્વ પ્રકારના મદોને ઉતારનાર નિર્દોષ આત્મ-સ્વભાવમાં સ્થિર–અવિચલિત રહેવા રૂપ હોય છે. કાન્તિ પણ અનન્યસાધારણ સર્વ લોકને સુખ કરનારી હોય છે, તથા ગતિ પણ–એક જ સમયમાં સમસ્ત લોકના મસ્તક ઉપર ફરી પાછા ન ફરવું પડે તે રીતે પહોંચાડનારી સર્વોત્કૃષ્ટ હોય છે. એ પ્રકારના દેવાધિદેવનું સર્વોત્કૃષ્ટ સ્તવ-નીયપણું પૂર્વ મહર્ષિઓએ જે રીતે ફરમાવ્યું છે તે હવે પછીના પ્રકરણોમાં અધિક સ્પષ્ટ થશે.

❀ ❀ ❀

## પ્રકરણ—બીજું.

# દેવપૂજનની અગત્યતા.

" नामादिभेदैर्विशदैश्चतुर्भि,–र्ये लोककालत्रितयं पुनन्तः ।
भवोद्विग्नां मुक्तिपदं ददन्ते, सर्वेऽपि ते सर्वविदो जयन्तु ॥१॥ "

નિર્મલ નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર ભેદો વડે ત્રણે લોકને ત્રણે કાળ પવિત્ર કરતા જેઓ ભવથી ઉદ્વિગ્ન થયેલા આત્માઓને મુક્તિ પદ આપે છે તે સર્વે સર્વવિદો–જિનેશ્વરો જયવંત–સર્વોત્કૃષ્ટપણે વર્ત્તો–

[ આચાર્ય શ્રી મુનિસુંદરસૂરિજી ]

શાસ્ત્રકારોએ ધર્મરૂપી પ્રાસાદ ઉપર આરોહણ કરવાને પ્રથમ ભૂમિકારૂપ ચાર પગથીયાં બતાવ્યાં છે, તેમાં સૌથી પ્રથમ સ્થાન દેવગુરૂના પૂજનને, બીજું સ્થાન સદાચારને, ત્રીજું તપને અને ચોથું મુક્ત્યદ્વેષ–મોક્ષ પ્રત્યે અપ્રીતિના અભાવને આપ્યું છે. એ ચારને ભગવાન્ હરિભદ્રસૂરીશ્વરજી આદિ મુનિપુંગવો 'પૂર્વ–સેવા' શબ્દથી સંબોધે છે એ ચાર ધર્મના પાયારૂપ છે મુક્તિના અદ્વિતીય કારણભૂત સમ્યગ્દર્શન, દેશવિરતિ અને સર્વવિરતિ આદિ ધર્મની પ્રાપ્તિને નિકટ લાવનાર તરીકે એ ચારની શાસ્ત્રમાં ગણના કરવામાં આવી છે. તેમાં સૌથી પ્રથમ દેવગુરૂનું પૂજન છે. ગુરૂ તરીકે માતા, પિતા, કલાચાર્ય, વડીલ, વૃદ્ધ અને ધર્મશાસ્ત્રોના ઉપદેશ કરનારાને ગણ્યા છે. તથા દેવ તરીકે તે તે શાસ્ત્રોમાં

પ્રસિદ્ધ તે તે મતના પ્રણેતા દિવ્ય પુરૂષોને ગણેલા છે. તે દેવ અને ગુરૂની પૂજાથી આત્માની સાથે લાગેલો સહજ કર્મમલ ઓછો થાય છે અને એ સહજ કર્મમલ ઓછો થવાથી આત્માની સહજ-અનાદિસિદ્ધ યોગ્યતા-ઉત્તમતા આવિર્ભાવ પામે છે. ઉત્તમતા પ્રગટવાથી સદાચાર અને તપનું સામર્થ્ય પ્રગટે છે. તથા સદાચાર અને તપના બળથી મુક્તિ, મુક્તિનાં સાધનો અને મુક્તિના સાધક મહાપુરૂષો પ્રત્યેનું માત્સર્ય નાશ પામે છે. એ નાશ પામવાથી મુક્તિ પ્રત્યે અનુરાગ પ્રગટે છે અને એ અનુરાગ અનુક્રમે સર્વ કલ્યાણના આકર્ષણનું અવન્ધ્ય કારણ બને છે. દેવ અને ગુરૂનું પૂજન આ રીતે ઉત્તરોત્તર કલ્યાણ પ્રાપ્તિનું પરમ અંગ બને છે. તેનું મુખ્ય કારણ એ છે કે એ પૂજનની પાછળ ગુણબહુમાનનો ભાવ હોય છે અને ગુણબહુમાનનો ભાવ એ ચિત્તનો અતિ વિશુદ્ધ આશય હોવાથી કર્મનિર્જરાનું અમોઘ સાધન બને છે.

અનાદિ ભવચક્રમાં પરિભ્રમણ કરતા સર્વ કોઇ આત્માઓ પ્રથમથી જ શુદ્ધ હોતા નથી. કિન્તુ કર્મમલથી વ્યાપ્ત હોય છે. એ દશામાં સર્વ આત્માઓને કદી પણ નહિ જોયેલી કે નહિ અનુભવેલી એવી મુક્તિ, તેનાં સાધન અને સાધક પ્રત્યે અનુરાગ પ્રગટે એ અસંભવિત પ્રાયઃ છે. કિન્તુ તે સર્વ પ્રત્યે માત્સર્ય, અરૂચિ અને અપ્રીતિ હોય એ સંભવિત પ્રાયઃ છે. એ રીતે મુક્તિ પ્રત્યે અનુરાગનો અભાવ અને અપ્રીતિનો સદ્ભાવ જ્યાં સુધી હોય ત્યાં સુધી મુક્તિ માટે સદાચારનું પાલન કે તપનું સેવન પણ ન હોય એ સંભવિત છે. એ ન હોય ત્યાં

સુધી આવતાં નવીન કર્મોનું રોકાણ અને પ્રાચીન કર્મોનો ક્ષય પણ ન થાય એ સહજ છે અને એ ન થાય ત્યાં સુધી જીવનું ભવભ્રમણ અટકે નહિ કિન્તુ અધિકાધિક વેગપૂર્વક અનતકાલ સુધી ચાલ્યા કરે એમાં આશ્ચર્ય નથી એ સઘળી આપત્તિનો અંત આણવા સૌથી પ્રથમ અને સૌ કોઈ સહેલાઈથી આચરી શકે તેવું સાધન કોઇ પણ હોય તો તે દેવગુરુનું પૂજન છે અને તેમાં પણ દેવની પૂજા મુખ્ય છે. એ પૂજન કરવામાં સદાચારનું સર્વોત્કૃષ્ટ પાલન, તપનું ઉત્કૃષ્ટ સેવન તથા સદાચાર અને તપનું સેવન કરીને તેના સર્વોત્કૃષ્ટ ફળ તરીકે મુક્તિને મેળવવાનો ભાવ રહેલો છે.

જો કે દેવની પૂજા કરનાર દરેક વ્યક્તિને દેવપૂજાના આરંભમાં જ એ ભાવ રહેલો કે પ્રગટેલો હોય છે એવો નિયમ નથી તો પણ જગતમાં એ પૂજનનો પ્રચાર કરનાર અને એને પ્રથમ ઉપદેશનાર મહર્ષિઓનો આશય અને હેતુ એ સિવાય બીજો કોઇ નથી પોતાની અજ્ઞાનતા, સ્વાર્થ-લોલુપતા કે બીજી અધમતાના કારણે એ પૂજન કરનારા પણ એ ભાવને ધારણ કરનારા ન હોય કિન્તુ એથી વિપરીત ભાવને પણ ધારણ કરનારા હોય એ બનવાયોગ્ય છે કિન્તુ એ દોષ તેમનો પોતાનો છે પણ પૂજનનો પવિત્ર માર્ગ બતાવનારનો નથી સદાચાર અને તપના સેવન સિવાય કોઇ પણ આત્માની મુક્તિ પૂર્વે થઈ નથી વર્તમાનમા થતી નથી કે ભવિષ્યમાં થવાની નથી, એ વાત જેટલી સત્ય છે, તેટલી જ સત્ય વાત એ પણ છે કે સદાચારી અને તપસ્વીની સેવાભક્તિ અને [illegible] પ્રવર્ત્યા સિવાય કોઈ

આત્મા ભૂતકાળમાં સદાચારી કે તપસ્વી બની શક્યો નથી, વર્તમાનમાં બનતો નથી અને આગામી કાળમાં બની શકવાનો નથી. જેઓ દેવપૂજનના માર્ગને અવગણે છે, તેઓ સન્મુખ આવતી સદાચાર અને તપરૂપી લક્ષ્મીને હાથમાં લાકડી લઈને હાંકી કાઢવા પ્રયાસ કરે છે અને એ જ કારણે જેટલી જરૂર શાસ્ત્રકારોએ જીવનમાં સદાચાર અને તપને સ્થાન આપવાની ગણી છે તેટલી જ કે તેથી પણ અધિક જરૂર દેવ ગુરૂના પૂજનને સ્થાન આપવાની ગણી છે.

કેટલાકોનું એમ કહેવું છે કે દેવપૂજા ઉપર આટલો બધો ભાર મૂકવાથી દેવપૂજા કરનારમાં માયાનો પ્રવેશ થાય છે. તેઓ શીલ અને સદાચારનું પાલન કરતા નથી કિન્તુ એક દેવપૂજા કરી પોતાને કૃતકૃત્ય માને છે અને પછી વ્યવહારમાં દેવપૂજા નહિ કરનારા કરતાં પણ અધમ જીવન જીવે છે. આ વાતમાં કેટલો સત્યાંશ છે તેનું માપ કાઢવું છદ્મસ્થોથી અશક્ય છે તો પણ જો તેમ થતું હોય તો તેનું કારણ તેમની દેવપૂજા નથી કિન્તુ બીજી અનેક અશુદ્ધિઓ છે. દેવપૂજા શા માટે કરવાની છે એ સમજણનો અભાવ એમાં મુખ્ય છે અને કેટલાકમાં એ સમજણ હોય છે તો પણ અતિસ્વાર્થલોલુપતા, પુદ્‌ગલાનંદિતા, બહુલકર્મિતા, ભવાભિનન્દિતા અને અચરમાવર્ત્તિતા વિગેરે કારણોથી તેમની જીવનશુદ્ધિ થતી નથી. એ વાત જેમ દેવપૂજા માટે લાગુ પડે છે તેમ સદાચાર તપ કે કોઈપણ સદ્‌ગુણ માટે લાગુ પડે છે. દંભથી જેમ દેવપૂજા કરનારા હોય છે તેમ સદાચારનું પાલન કરનારા, તપનું સેવન કરનારા કે ક્ષમાદિ ગુણોને

ધારણ કરનારા, શું નથી હોતા ? હોય જ છે. એવાઓના પાપે જેમ સદાચારાદિ ત્યાજ્ય નથી તેમ દેવપૂજા પણ ત્યાજ્ય નથી. ધર્માચરણ કરનારા પ્રત્યેક આત્મા શુદ્ધ જ હોય એવો દાવો સર્વત્ર અશુદ્ધિથી ભરેલા આ સંસારમાં કયી રીતે થઇ શકે ? જ્યાં જ્યાં અશુદ્ધિ હોય ત્યાં ત્યાંથી તેને દૂર કરવા પ્રયાસ કરવો જોઈએ અને પ્રયાસ કરવા છતાં જ્યાં દૂર ન થાય ત્યાં ભવસ્થિતિનો વિચાર કરી ચિત્તનું સમાધાન કરી લેવું જોઈએ એજ સજ્જનગણને યોગ્ય છે.

શાસ્ત્રકારોએ એટલા માટે દેવપૂજનાદિ સત્ક્રિયા કરનારા આત્માઓના બે વિભાગ પાડી દીધા છે. એક ચરમાવર્ત્તી અને બીજા અચરમાવર્ત્તી. જેઓનો સંસારપરિભ્રમણકાળ એક પુદ્ગલ પરાવર્ત્તથી અધિક નથી, તે ચરમાવર્ત્તી છે. તેઓને અપુનર્બન્ધક, માર્ગાભિમુખ, માર્ગાનુસારી અને માર્ગપતિત આદિ શબ્દોથી સંબોધ્યા છે. જેઓનો સંસારપરિભ્રમણકાળ એક પુદ્ગલપરાવર્ત્તથી અધિક છે તેઓ અચરમાવર્ત્તી કહેવાય છે. તેઓની સત્ક્રિયા શાસ્ત્રકારોએ વખાણી નથી. કિન્તુ ચરમાવર્ત્તમાં રહેલા આત્માઓનું દેવગુરૂપૂજનાદિ પ્રશંસનીય ગણ્યું છે. શુક્લપક્ષની દ્વિતીયાના ચન્દ્રમાની જેમ ચરમાવર્ત્તમાં રહેલા આત્માઓની સત્ક્રિયા ઉત્તરોત્તર અધિકને અધિક નિર્મલતાને સાધી આપનારી થાય છે. દેવપૂજનના વિધાનનું સમર્થન કરતાં શાસ્ત્રકાર પરમર્ષિઓ ફરમાવે છે કે—

" पुष्पैश्च बलिना चैव, वस्त्रैः स्तोत्रैश्च शोभनैः ।
देवानां पूजनं ज्ञेयं, शौचश्रद्धासमन्वितम् ॥ १ ॥"

જાઈ કેતકી આદિ સુંદર પુષ્પ, પકવાન્ન ફળાદિ બલિ, વસ્ત્ર અને સ્તોત્રો વડે શૌચ અને શ્રદ્ધાથી યુક્ત બનીને દેવ પૂજન કરવું જોઈએ. શૌચ શબ્દથી શરીરશુદ્ધિ, વસ્ત્રશુદ્ધિ અને વ્યવહારશુદ્ધિ લેવી તથા શ્રદ્ધા શબ્દથી અંતરંગ બહુમાન અને આદર લેવાં.

" अविशेषेण सर्वेषा,-मधिमुक्तिवशेन वा।
गृहिणां माननीया यत्, सर्वे देवा महात्मनाम् ॥ २ ॥"

સામાન્ય વૃત્તિથી સર્વે પારગત, સુગત, હરિ, હર, હિરણ્યગર્ભ આદિ અથવા જેને જે દેવ વિષે અતિશય શ્રદ્ધા હોય તે દેવની પૂજા કરવી જોઈએ: કારણ કે મતિમોહથી જ્યાંસુધી એક વિશિષ્ટ દેવનો નિર્ણય ન થયો હોય ત્યાંસુધી પરલોક પ્રધાન સદ્ગૃહસ્થોને સર્વદેવો માનનીય-આદર આપવા લાયક છે.

" सर्वान्देवान्नमस्यन्ति, नैकं देवं समाश्रिताः।
जितेन्द्रिया जितक्रोधा, दुर्गाण्यतितरन्ति ते ॥ ३ ॥"

જેઓને કોઈ એક દેવતાનો વિશેષ નિર્ણય થયો નથી તેઓ સર્વ દેવતાને નમસ્કાર કરે છે અને ઇન્દ્રિયો તથા કષાયો ઉપર વિજય મેળવનારા તેઓ નરકપાતાદિ દુર્ગ-મહાકષ્ટોને તરી જાય છે.

અહીં એ શંકા થાય કે લોકમાં જેટલા દેવ તરીકે ગણાય છે, તે બધા કાંઈ મુક્તિને પામેલા નથી કે મુક્તિ-માર્ગને અનુકૂલ આચરણ કરનારા પણ નથી તો પછી તે બધાને નમસ્કાર કેવી રીતે થઈ શકે? તેનો ઉત્તર આપતાં શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ જણાવે છે કે—

" चारिसंजीवनीचार,-न्याय एव सतां मतः ।
नाऽन्यथाऽत्रेष्टसिद्धिः स्याद्विशेषेणादिकर्मणाम् ॥ ४ ॥ "

સમસ્ત દેવતાને નમસ્કાર કરવા સંબંધી શાસ્ત્રકારોનો આ ઉપદેશ 'ચારિ-સઞ્જીવની ચાર' [1]ન્યાયથી સત્પુરૂષોએ

---

૧-સ્વસ્તિમતી નામની એક નગરી હતી. એ નગરીમાં, એક બ્રાહ્મણપુત્રી તેમજ તેણીના ઉપર અમર્યાદિત ગણાય તેવો પ્રેમભાવ ધરાવનારી એક સખી-એમ બે કુમારિકાઓ પણ વસતી હતી. યોગ્યવયે તે બન્નેનું લગ્ન થયુ અને તે બન્નેનું શ્વશુરસ્થાન ભિન્ન ભિન્ન ગામોમાં હોવાથી તેમનો વિયોગ થયો. લગ્નને કેટલોક સમય વ્યતીત થઈ ગયા બાદ, બ્રાહ્મણપુત્રી વિચારવા લાગી કે-'મારી સખીને કેમ હશે?' આ વિચારથી, તે સખીને મળવાની બ્રાહ્મણપુત્રીની ઉત્કંઠા ઘણી જ વધી પડી. એ ઉત્કંઠાથી બ્રાહ્મણપુત્રી પોતાની સખીને ઘેર પહોંચી બ્રાહ્મણપુત્રીએ ત્યા જઈને જોયું તો તેણીની સખી વિષાદ રૂપ સમુદ્રમાં ડૂબી ગઈ હતી અને એથી તેણીનું મુખ અત્યન્ત નિસ્તેજ બની ગયુ હતું। બ્રાહ્મણપુત્રીએ તેણીને આવા વિષાદનું કારણ પૂછતાં, તેણીએ કહ્યુ કે-'મને બીજું તો કાંઇ દુઃખ નથી, પણ મારો પતિ મને આધીન નથી એજ મોટુ દુઃખ છે મારો પતિ મને આધીન નથી, માટે હું તો પાપના મન્દિર જેવી છુ!' બ્રાહ્મણપુત્રી કહે છે કે-'તું વિષાદ ન કર, કારણ કે-વિષની જેમ વિષાદ પણ ભયકર છે આ તો એક સામાન્ય વાત છે, આવી નજીવી વાતમાં તે ચિન્તા કરવાની હોતી હશે? મારી પાસે વનસ્પતિની એક જડીબુટ્ટી છે, તે હું તને આપુ છુ. તે ખવડાવવાથી તારો પતિ બળદ બની જશે અને સદાને માટે તે તારે આધીન જ બન્યો રહેશે' બ્રાહ્મણપુત્રીની આ વાત પેલીને બરાબર રૂચી તો નહિ,

[ વધુ નોંધ ૧૪ મા પાનામાં ]

સ્વીકારેલો છે. એ વિના વિશિષ્ટમાર્ગની પ્રાપ્તિરૂપી ઇષ્ટસિદ્ધિ વિશેષે કરીને આદિધાર્મિકો-ધર્મમાં નવા જોડાનારાઓને થતી નથી. આ ન્યાય જેઓ અતિ મુગ્ધ છે અને કોઈ એક વિશિષ્ટ દેવતાને જાણવા માટે હજુ અયોગ્ય છે તેવા આત્માઓને ધર્મ-માર્ગમાં પ્રવર્ત્તાવવા માટે ઉપયોગી છે, પરન્તુ બીજાઓ માટે નહિ.

---

[ ૧૩ મા પાનાથી આગળની નોંધ. ]
પણ પતિને આધીન બનાવવાના અતિશય મોહમાં પડેલી તેણીએ તે જડીબુટ્ટી એકવાર પોતાના પતિને ખવડાવી દીધી. તે જડીબુટ્ટીના ભક્ષણથી તેણીનો પતિ બળદ તો બની ગયો અને એથી તેણીને આધીન પણું બની ગયો, પણ બળદ બનેલા પતિની આધીનતાથી લાભ શો ? પછી તો તેણી ઘણી મુંઝાઈ અને ઘણો શોક કરવા લાગી, પણ બળદ રૂપ બનાવેલા પતિને પુનઃ મનુષ્ય રૂપ બનાવવાનો તેણીને કોઈ જ ઉપાય પ્રાપ્ત થયો નહિ, એટલે તે બળદને રોજ ચારો ચરાવવાને માટે લઈ જવા લાગી. આ રીતિએ કેટલોક કાળ નિર્ગમન થઈ ગયા બાદ એક વાર એવું બન્યું કે-તેણી એક વડ વૃક્ષની નીચે બેસીને જ્યારે પોતાના બળદ બનેલા પતિને ચારો ચરાવતી હતી, તે વખતે તેજ વડ વૃક્ષની ઉપર એક વિદ્યાધર અને તેની પત્ની આરામ લેવા સાથે વાર્તાલાપ કરવામાં મગ્ન બન્યા હતાં. પ્રસંગ પામીને વિદ્યાધરે પોતાની પ્રિયતમાને કહ્યું કે-'જો આ જે બળદ ચારો ચરી રહ્યો છે તે ખરેખરો બળદ નથી, પણ જડીબુટ્ટીના પ્રયોગથી બળદ બનાવવામાં આવેલો મનુષ્ય છે !' આ સાંભળીને, વિદ્યાધરની પત્ની કહે છે કે-' શું આ બળદ પુનઃ મનુષ્યપણાને પામી શકે નહિ ?' વિદ્યાધર કહે છે કે-'જો આને સંજી-વની વનસ્પતિ ખવડાવવામાં આવે તો જરૂર આ બળદ મટીને ફરીથી મનુષ્ય બની શકે.' વિદ્યાધરની પત્ની પૂછે છે કે-' પણ એ સંજીવની ક્યાંથી ?' વિદ્યાધર કહે છે કે-' આ વડવૃક્ષથી નીચે જ

[ વધુ નોંધ ૧૫ મા પાનામાં. ]

"गुणाधिक्यपरिज्ञानाद्, विशेषेऽप्येतदिष्यते।
अद्वेषेण तदन्येषा, वृत्ताधिक्ये तथाऽऽत्मनः ॥५॥"

---

[ ૧૩-૧૪ મા પાનાથી ચાલુ નોંધ ]

એ સંજીવની વનસ્પતિ છે' વિદ્યાધર દમ્પતીનો આ વાર્તાલાપ પેલી સ્ત્રીએ સાભળ્યો પોતાના પતિને બળદમાથી માણસ બનાવવાની તેણીની આમક્ષા ઘણીજ તીવ્ર બની ગઈ હતી, પણ સંજીવની વનસ્પતિને તે ઓળખતી નહિ હતી આથી તેણીએ વિચાર કર્યો કે-' આ વડના વૃક્ષની નીચે જેટલી વનસ્પતિ છે તે સર્વ હું મારા આ બળદ પતિને ચરાવી દઉ, એટલે તેમા સજીવની વનસ્પતિ પણ આવી જશે' અને એથી મારો પતિ બળદ મટીને મનુષ્ય બની જશે' તેણીએ તરત જ પોતાના આ વિચારને અમલમાં મૂક્યો, પોતાના બળદ પતિને ચરતાં ચરતા સંજીવની વનસ્પતિનું ભક્ષણ પણ પ્રાપ્ત થઈ જાય એ માટે તે વડ વૃક્ષની નીચેની સઘળી વનસ્પતિને ચરાવવા માડી અને એથી તેમા સંજીવની વનસ્પતિ આવી જતા તેણીનો બળદ પતિ પુન પૂર્વવત્ મનુષ્ય બની ગયો આવી રીતિએ જે જીવો શુદ્ધ દેવાદિના સ્વરૂપને જાણવા-સમજવા-સ્વીકારવા માટે જરૂરી તથાપ્રકારનું સામર્થ્ય ન ધરાવતા હોય, તેવા પણ મુગ્ધ અને પ્રાથમિક ભૂમિકાવાળા જીવોને ભાવિમા પ્રાપ્તથનારા કલ્યાણ તરફ લક્ષ્ય રાખીને સુવિહિત ગીતાર્થ મહાત્માઓ સર્વ દેવોની પૂજાદિની પ્રવૃત્તિમાં યોજે તો તે સદોષ નથી પણ સર્વ દેવોની પૂજા કરતાં કરતા પરિણામે અઢારેય દોષોથી મુક્ત એવા શ્રી જિનેશ્વરદેવને તે મુગ્ધાત્માઓ પામે એ દૃષ્ટિએ તે સર્વથા નિર્દોષ છે આ રીતિએ પ્રાથમિક ભૂમિકાવાળા આદિધાર્મિક મુગ્ધ જીવોને ધર્મ પમાડવાના હેતુથી સદોષ-નિર્દોષ સર્વ દેવોની પૂજાદિમાં પ્રવૃત્ત બનાવાય, તેને શ્રી જૈનશાસનમા "ચારીસજીવનીચાર' નામનો ન્યાય કહેવામા આવે છે

અન્ય દેવો કરતાં ગુણ અને આચારની અધિકતાનું જ્ઞાન થયા બાદ 'અર્હન્' આદિ વિશિષ્ટ દેવની પૂજા કરવી જોઇએ અને પોતાના દેવથી વ્યતિરિક્ત (હીન ગુણ કે આચારવાળા) દેવો પ્રત્યે પણ મત્સરભાવ ધારણ કરવો જોઇએ નહિ.

આ રીતે ધર્મના આદ્યસોપાન તરીકે દેવપૂજનનું સમર્થન શાસ્ત્રોમાં કરેલું છે. દેવપૂજનથી કર્મ મલનો હ્રાસ થાય છે, કર્મબન્ધની અનાદિકાલીન યોગ્યતા ક્ષીણ થતી જાય છે, ઇન્દ્રિયો અને કષાયો ઉપર કાબુ આવે છે, સદાચાર અને તપના માર્ગે આગળ વધવાનું બળ પ્રાપ્ત થાય છે, અવગુણ પ્રત્યે દ્વેષ તથા ગુણ અને ગુણી પ્રત્યે અનુરાગ ઉત્પન્ન થાય છે, ભવ રાગ અને મુક્તિનો દ્વેષ શમી જાય છે, અંતઃકરણની શુદ્ધિ થાય છે, દુરાગ્રહની નિવૃત્તિ થાય છે, સિદ્ધિનો આસન્નભાવ થાય છે, અન્તરમાં પ્રમોદ પ્રગટે છે, માનસિક સુખની વૃદ્ધિ થાય છે, સતતત્ત્વની આરાધના થવાથી ચિત્ત પ્રસન્ન થાય છે, જીવવીર્યની વૃદ્ધિ થાય છે, અનુત્તર સ્મૃતિ તથા ધારાવાહી શુભભાવની પ્રાપ્તિ થાય છે, ચિત્ત સમાધિવાળું બને છે અને અપૂર્વ સમતારસનો આવિર્ભાવ થવાથી અનુક્રમે પરમાનન્દપદ-મોક્ષની સંપત્તિઓના ભોક્તા થવાય છે.

## પ્રકરણ-ત્રીજું.

# પારમાર્થિક દેવનું સ્વરૂપ.

ચૌદસો ચુમાલીસ ગ્રન્થરત્નોના પ્રણેતા સમર્થ શાસ્ત્રકાર સૂરિપુરંદર શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા 'મહાદેવાષ્ટક' માં દેવનું સ્વરૂપ વર્ણવતાં ફરમાવે છે કે—

"यस्य संक्लेशजननो, रागो नास्त्येव सर्वथा।
न च द्वेषोऽपि सत्त्वेषु, शमेन्धनदवानलः ॥ १ ॥
न च मोहोऽपि सज्ज्ञाना,-च्छादनोऽशुद्धवृत्तकृत्।
त्रिलोकख्यातमहिमा, महादेवः स उच्यते ॥ २ ॥" युग्मम्

અનિર્ધારિત નામવાળા જે દેવતા વિશેષને સંક્લેશજનક-આત્માના સ્વાભાવિક સ્વાસ્થ્યને હાનિ પહોંચાડનાર રાગ–અભિષ્વંગનો અંશ પણ નથી તથા પ્રાણીઓને વિષે ઉપશમ રૂપી ઈન્ધનને બાળવા માટે દાવાનલ સમાન દ્વેષ–અપ્રીતિનો પણ અંશ નથી તથા પાપમલથી કલંકિતવર્તનને કરાવનાર અને સદ્‌ભૂતઅર્થના જ્ઞાનને આચ્છાદિત કરનાર મોહ–અજ્ઞાનનો પણ અંશ નથી એવા ત્રણે ભુવનમાં પ્રસિદ્ધ મહિમાવાળા દેવતા વિશેષને 'મહાદેવ' કહેવાય છે.

એવા દેવતા વિશેષ જ અસાધારણ ગુણ ગણને ધારણ કરનારા હોવાથી સર્વ પ્રેક્ષાવાન પુરૂષોને અત્યંત સ્તવનીય છે. ૧–૨

"यो वीतरागः सर्वज्ञो, यः शाश्वतसुखेश्वरः ।
[illegible] निष्कलस्तथा ॥ ३ ॥"

" यः पूज्यः सर्वदेवानां, यो ध्येयः सर्वयोगिनाम् ।
यः स्रष्टा सर्वनीतीनां, महादेवः स उच्यते ॥ ४ ॥" युग्मम्

અનિર્દિષ્ટ નામવાળા એવા જે કોઇ દેવતા વિશેષ વીતરાગ–ઉપલક્ષણથી વીતદ્વેષ અને વીતમોહ છે, સમસ્ત આવરણના ક્ષયથી ઉત્પન્ન થયેલ અને સમસ્ત દ્રવ્ય પર્યાયને વિષય કરનાર કેવળજ્ઞાનને ધારણ કરનાર સર્વજ્ઞ છે. તેમજ સર્વદર્શી છે, નિરંતર રહેનારૂં એવું, શાશ્વત સુખ–નિર્વાણજનિતઆનંદ, તેના જેઓ ઈશ્વર–(સ્વયં પ્રાપ્ત કરેલું હોવાથી) માલીક છે, ક્લિષ્ટ–ભવના હેતુ હોવાથી ક્લેશ સ્વરૂપ મોહનીયાદિ કર્મો, તેની કલા એટલે અંશથી પણ જેઓ રહિત છે, અર્થાત્ જેઓ ભવસ્થકેવલી છે, તથા સર્વથા–સર્વ પ્રકારે નિષ્કલ–સર્વ શરીર અને તેના અવયવોથી રહિત છે એટલે કે જેઓ સિદ્ધ કેવલી છે. જેઓ ભવનવાસી આદિ સર્વ દેવોને પણ અથવા હરિહરાદિ સર્વ દેવોને પૂજનારા તેમના ભક્તોને પણ પૂજ્ય છે, (પોતપોતાના દેવોને પૂજનારા તેઓ વસ્તુતઃ ઉક્ત લક્ષણવાળા મહાદેવને જ મનમાં નિર્ધારિત કરીને પૂજે છે) જેઓ સર્વ યોગિઓ–સમસ્ત અધ્યાત્મચિન્તકોને ધ્યાન કરવા યોગ્ય છે અને જેઓ સર્વ પ્રકારના [1]નૈગમાદિનયો તથા [2]સામાદિ નીતિઓના રચનારા–પ્રકાશક છે, તેઓ જ પારમાર્થિક દેવ–મહાદેવ છે. ૩–૪.

---

૧–નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવં-ભૂત એ સાત નયો છે.

૨–સામ, દામ, દંડ અને ભેદ એ ચાર નીતિઓ છે.

" एवं सद्वृत्तयुक्तेन, येन शास्त्रमुदाहृतम् ।
शिववर्त्म परंज्योति,-स्त्रिकोटीदोषवर्जितम् ॥ ५ ॥ "

એ પ્રકારના સદ્વૃત્ત-અનિન્દિત વર્તનથી યુક્ત એવા અનિર્દિષ્ટ નામવાળા જે કોઈ દેવતા વિશેષે મોક્ષના માર્ગભૂત, અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવામાં અસાધારણ જ્યોતિ-દીપક સમાન, તથા આદિ, મધ્ય અને અન્ત લક્ષણ ત્રણે વિભાગોમાં પૂર્વાપર અવિરૂદ્ધ અથવા કષ, છેદ અને તાપ રૂપ પરીક્ષાને વિષે દોષ-અશુદ્ધિઓથી રહિત એવું શાસ્ત્ર-આગમ ઉદાહૃત પ્રણીત કર્યું છે-સ્વયંકથન કર્યું છે, તે મહાદેવ કહેવાય છે. ૫

" यस्य चाराधनोपायः, सदाज्ञाभ्यास एव हि ।
यथाशक्तिविधानेन, नियमात् स फलप्रदः ॥ ६ ॥ "

જે દેવ વિશેષની આરાધના-પ્રસાદનાનો ઉપાય, સર્વે-કાલને વિષે શક્તિમુજબ-શક્તિને ગોપવ્યા કે ઉલ્લંઘ્યા વિના, વિધિપૂર્વક-દ્રવ્યક્ષેત્રકાલભાવની ચિન્તવના અને આયવ્યયની તુલનાપૂર્વક-આજ્ઞા આગમનો અભ્યાસ કરવો-વારંવાર તેનું ગ્રહણ અને અનુષ્ઠાન કરવું તેજ છે અને જેનો તે આજ્ઞા-ભ્યાસ નિયમા ફલ આપનારો થાય છે-અભિપ્રેત અર્થને સાધી આપે છે, તે મહાદેવ કહેવાય છે. ૬

" सुवैद्यवचनाद्यद्वद्, व्याधेर्भवति सङ्क्षयः ।
तद्वदेव हि तद्वाक्याद्, ध्रुवः संसारसङ्क्षयः ॥ ७ ॥ "

સુવૈદ્ય-ઉત્તમ વૈદ્યના વચન-ઉપદેશથી જેમ વ્યાધિ-કુષ્ઠાદિ રોગનો સંક્ષય-સર્વથા ફરી ન થાય તે રીતે નાશ થાય છે તેમ તે દેવતા વિશેષના વાક્ય-ઉપદેશથી અવશ્ય સંસારના પરિ[illegible] સંક્ષય-અત્યન્ત વિનાશ થાય છે.

" पचर्म्भूताय शान्ताय, कृतकृत्याय धीमते ।
महादेवाय संततं, सम्यग्भक्त्या नमोनमः ॥ ८ ॥ "

અનન્તરોક્ત સ્વરૂપવાળી ગુણ સમ્પદાને પામેલા, શાન્ત-રાગદ્વેષ જેમના સર્વથા શમી ગયા છે-નાશ પામ્યા છે એવા; કૃતકૃત્ય-જેમના સર્વ પ્રયોજનો સમાપ્ત થયા છે એવા, ધીમાન્-કેવળજ્ઞાન લક્ષણ ધી-બુદ્ધિ અથવા સર્વને ધારણ કરનારા મહાદેવ-કલ્પિત નહિ કિન્તુ પારમાર્થિક દેવને સમ્યગ્-સત્યભક્તિ-પ્રીતિવિશેષવડે વારંવાર નમસ્કાર થાઓ. ભક્તિકૃત સંભ્રમ બતાવવા માટે બે વાર 'नमो' પદ વાપર્યું છે.(૮)

" वपुरेव तवाऽऽचष्टे, भगवन् ! वीतरागताम् ।
नहि कोटरसंस्थेऽग्नौ, तरुर्भवति शाद्वलः ॥ १ ॥ "

હે ભગવન્ ! આપની મૂર્તિજ આપની વીતરાગતા જાહેર કરે છે. અગ્નિ મધ્યમાં વર્તતો હોય તો વૃક્ષ કદાપિ લીલુંછમ રહી શકે ? ન જ રહી શકે. (૧)

* * *

## પ્રકરણ–ચોથું.

# શુદ્ધ દેવનું લક્ષણ.

કલિકાલસર્વજ્ઞ આચાર્યદેવ શ્રીમદ્ હેમચદ્રસૂરીશ્વરજી સ્વોપજ્ઞ શ્રીયોગશાસ્ત્ર મહાગ્રન્થના દ્વિતીય પ્રકાશમા ફરમાવે છે કે–

" सर्वज्ञो जितरागादि,–दोषस्त्रैलोक्यपूजित. ।
यथास्थितार्थवादी च, देवोऽर्हन्परमेश्वरः ॥ १ ॥ "

સર્વજ્ઞ–સકલ જીવાજીવાદિ તત્ત્વના જાણનારા, જિત–રાગાદિદોષ–આત્માને દૂષિત કરનાર (સર્વજન પ્રસિદ્ધ રાગાદિ) દોષોને (પ્રતિપક્ષ ભાવનાઓ વિગેરે વડે) જીતનાર, ત્રૈલોક્ય પૂજિત–દેવદાનવમાનવાદિ ત્રણે લોકના ઉત્તમ જીવો વડે (સેવા, પૂજા અને ગુણસ્તોત્રાદિથી) પૂજિત અને યથાસ્થિત–સદ્ભૂત અર્થ સત્ય તત્ત્વરૂપી અમૃતનું ધર્મદેશના વડે પાન કરાવનાર શ્રી અરિહંત પરમાત્મા એ દેવ છે (૧)

( આ શ્લોકમા શુદ્ધ દેવના દેવત્વમા કારણભૂત ચાર અતિશયો ક્રમસર વર્ણવ્યા છે જ્ઞાનાતિશય, અપાયાપગમાતિશય, પૂજાતિશય અને વચનાતિશય )

' ध्यातव्योऽयमुपास्योऽय,–मयं शरणमिष्यताम् ।
अस्यैव प्रतिपत्तव्यं, शासनं चेतनाऽस्ति चेत् ॥ २ ॥ "

આજ દેવ (પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત રૂપે) ધ્યાન કરવા લાયક છે, આજ દેવ (સેવા અજલિબધ આદિ વડે) ઉપાસના કરવા લાયક છે, આજ દેવ (ભવભયને

ચોદનાર હોવાથી દુષ્કૃતગર્હા અને સુકૃતાનુમોદના વિગેરે વડે) શરણુ કરવા લાયક છે અને આજ દેવનું શાસન-આજ્ઞા સચેતન આત્માઓ માટે અંગીકાર કરવા લાયક છે. ૨

( ચેતનાવાન પ્રત્યેજ આપેલો ઉપદેશ સફળ છે. અચેતન પ્રત્યે કરેલો ઉપદેશ અરણ્યરુદિતવત્ નિષ્ફળ છે.)

" ये स्त्रीशस्त्राक्षसूत्रादि,-रागाद्यङ्ककलङ्किताः ।
निग्रहानुग्रहपरा,-स्ते देवाः स्युर्न मुक्तये ॥ ३ ॥"

જેઓ સ્ત્રી-કામિની, શસ્ત્ર-ત્રિશૂલાદિ, અક્ષસૂત્ર-જપમાલાદિ રાગાદિકના ચિહ્નોથી કલંકિત છે, તથા નિગ્રહ-વધબન્ધાદિ અને અનુગ્રહ વરપ્રદાનાદિને વિષે તત્પર છે, તે દેવ મુક્તિમાં નિમિત્તભૂત થતા નથી. (૩)

( ક્રીડાદિ કરવામાં તત્પર પ્રેત પિશાચાદિના જેવું દેવત્વ તેમનામાં ભલે હો-કિન્તુ મુક્તિમાં નિમિત્તભૂત દેવત્વ તેમનામાં ઘટતું નથી.)

" नाट्याट्टहाससङ्गीता,-द्युपप्लवविसंस्थुलाः ।
लम्भयेयुः पदं शान्तं, प्रपन्नान्प्राणिनः कथम् ? ॥ ४ ॥"

નાટ્ય, અટ્ટહાસ અને સંગીતાદિ ઉપપ્લવોથી-ઉપદ્રવોથી સ્વયં ઉપહત થયેલા દેવો આશ્રિત જનોને ઉપદ્રવથી રહિત મુક્તિ-કૈવલ્યાદિ શબ્દોથી વાચ્ય એવા પરમ શાન્ત પદને કેવી રીતે પમાડે ? ૪

(એરંડાનું વૃક્ષ જેમ કલ્પતરુની લીલાને ધારણ કરી શકતું નથી તેમ રાગદ્વેષમોહાદિ દોષોથી દૂષિત એવા બીજા દેવો શાન્ત પદને પમાડી શકતા નથી.)

" यस्य निखिलाश्च दोषा, न सन्ति सर्वे गुणाश्च विद्यन्ते ।
विष्णुर्वा, हरो जिनो वा नमस्तस्मै ॥ ५ ॥"

'જેમના સઘળાય દોષો નાશ પામ્યા છે અને સઘળાય ગુણો જેમનામાં રહેલા છે તે નામથી બ્રહ્મા, વિષ્ણુ, હર-મહાદેવ કે જિન જે કોઈ હોય તેને નમસ્કાર થાઓ ૫

" बन्धुर्न न. स भगवान् रिपवोऽपि नान्ये,
साक्षान्न दृष्टचर एकतमोऽपि चैषाम्।
श्रुत्वा वच सुचरित च पृथग् विशेषम्,
वीर गुणातिशयलोलतया श्रिता स्म ॥६॥ "

તે ભગવાન મહાવીર સ્વામીજી કાંઈ અમારા બન્ધુ નથી કે અન્યદેવો અમારા શત્રુ નથી તેમજ આ દેવોમાથી એક પણ દેવનું અમે સાક્ષાત્ દર્શન પણ કર્યું નથી પરન્તુ વચન-આગમ અને સુચરિત્ર-પવિત્રઆચરણને વિશેષરૂપે-ભિન્નભિન્ન રીતિએ સાભળ્યા બાદ એક મહાવીર પરમાત્માને જ ગુણના અતિશયની લયલીનતાથી અમે દેવ તરીકે સ્વીકાર્યા છે.

શકર, બ્રહ્મા અને વિષ્ણુ સર્વજ્ઞ પણ નથી અને વીતરાગ પણ નથી કારણ કે તેઓ પ્રાકૃત મનુષ્યો કરતા પણ અતિ અસમજસ-અનુચિત ચેષ્ટાઓને કરનારા છે, સ્ત્રીનો સંગ તેઓના કામને કહે છે, આયુધનો સગ્રહ તેઓના દ્વેષને કહે છે, જપમાલાદિ તેઓના અજ્ઞાનને જણાવે છે અને કમડલુ તેઓના અશૌચને દર્શાવે છે રૂદ્રને ગૌરી, બ્રહ્માને સાવિત્રી, વિષ્ણુને લક્ષ્મી, ઇન્દ્રને શચી, સૂર્યને રત્નાદેવી, ચન્દ્રને રોહિણી, બૃહસ્પતિને તારા, અગ્નિને સ્વાહા, કામને રતિ અને શ્રાદ્ધદેવતાને ધૂમોર્ણા એ રીતે સઘળા દેવો સ્ત્રીઓ સહિત છે સઘળાઓને શસ્ત્રોનો સમ્પર્ક છે તથા સઘળાઓને મોહનું વિલસિત હયાત છે એ પ્રકારના દેવોના સમૂહને ... ા સ્પર્શ પણ ક્યાંથી હોય ?

બુદ્ધમાં પણ દેવત્વ નથી. કારણ કે તે અજ્ઞાન છે. અજ્ઞાન વિના શૂન્યવાદની પ્રરૂપણા કેવી રીતે થઈ શકે ? શૂન્યવાદ જો પ્રમાણસિદ્ધ હોય તો પ્રમાણનું અસ્તિત્વ સાબીત થવાથી શૂન્યવાદની વાત ફોગટ થઈ જાય છે અને જો પ્રમાણસિદ્ધ નથી તો પ્રમાણ વિનાની શૂન્યવાદની સિદ્ધિને કોણ સ્વીકારે ? અથવા પ્રમાણ વિના જેમ શૂન્યવાદ સિદ્ધ થાય, તેમ એથી વિપરીત અશૂન્યવાદ પણ કેમ સિદ્ધ ન થાય ? સર્વથા સર્વ પદાર્થોને વિષે ક્ષણિકપણું માનવું એમાં પણ બુદ્ધની અજ્ઞાનતા જાહેર થાય છે, સર્વથા ક્ષણિકવાદમાં સાધકને ફલની સાથે સંબંધ કેવી રીતે થાય ? વધ કરનાર વધનો હેતુ કેવી રીતે બને ? સ્મરણ અને પ્રત્યભિજ્ઞાનનો 'વ્યવહાર' પણ કેવી રીતે સુઘટ થાય ? કૃમિથી ભરેલી પોતાની કાયાને નીચે પડી વાઘણને અર્પણ કરનાર [1]બુદ્ધમાં દેયાદેયનો વિવેક પણ ક્યાં છે ? અને દયા પણ ક્યાં છે ? પોતાના જન્મ

---

૧–બુદ્ધ દેવની આ દયાને કેટલાક માણસો ભગવાન્ શ્રી શાંતિનાથ પ્રભુની દયા સાથે સરખાવવા પ્રયાસ કરે છે તેઓએ સમજવું જોઈએ કે ભગવાન્ શ્રી શાંતિનાથના જીવનું મેઘરથ રાજાના ભવમાં પારેવાની રક્ષા ખાતર શરીરનું દાન, એ એક શરણાગત નિર્બળ અને નિરપરાધી જીવના જીવનની રક્ષા માટે છે. જ્યારે બુદ્ધ દેવનું વાઘણને દાન એ કોઈની રક્ષા માટે નથી કિન્તુ એક હિંસક અને દુષ્ટ પશુદ્વારા નિષ્પ્રયોજન ઉત્તમ એવા મનુષ્ય દેહનો નાશ કરવાનું અવિચારી કૃત્ય છે. મેઘરથ રાજાનું કાર્ય વિવેકપૂર્ણ ક્ષાત્ર ધર્મને છાજતું અને દયાની નિર્મળ ભાવનાથી ભરેલું છે, જ્યારે બુદ્ધદેવનું કાર્ય અવિવેકી, નિષ્ફળ અને દયાના મિથ્યા આવેશથી ભરપૂર છે.

વખતે માતાના ઉદરને ફાડનાર તથા માસ ભક્ષણના ઉપદેશને આપનાર શૌદ્ધોદનિ-બુદ્ધમા દયા છે, એમ કોણ કહે ?

જ્ઞાન એ પ્રકૃતિનો ધર્મ છે એવું અર્થહીન કથન કરનાર તેમજ આત્માને નિર્બુદ્ધિક અને નિષ્ક્રિય માનનાર એવા કપિલમા પણ દેવત્વ ઘટતું નથી

આર્યા, વિનાયક, સ્કન્દ અને સમીરણ વિગેરે સર્વે, દાષોથી ભરેલા છે તેથી તેઓનેય દેવ કેમ કહેવાય ?

પશુની વિષ્ટાને ખાનારી અને પોતાના પુત્ર સાથે પણ ગમન કરનારી-ભોગ ભોગવનારી તથા શીંગડા વિગેરે વડે જતુઓને હણનારી ગાય વન્દનીય કેવી રીતે બને ? દૂધ આપે છે માટે વન્દનીય છે તો ભેસ વન્દનીય કેમ નહિ ? દૂધ આપવાનું સામર્થ્ય બન્નેમા સમાનજ છે ગાય એ સર્વ દેવતા, ઋષિ અને દેવોનું નિવાસ સ્થાન છે તો પછી તે વેચાય છે, દોહવાય છે અને હણાય છે શાથી ? અથવા જેઓએ મૂશલ ઉદૂખલ ( ખારણીપારો ) ચૂલો, ઉંબરો, પીપળો, પાણી, લીમડા આકડા અને એથી પણ કનિષ્ઠ વસ્તુઓને દેવ કહેલ છે તેઓએ દેવ તરીકે આ જગતમા કયી વસ્તુને છોડી છે ?




## પ્રકરણ—પાંચમું.

# દેવાધિદેવનું વર્ણન.

કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજ દેવનું સ્વરૂપ વર્ણવતાં શ્રી મહાદેવ સ્તોત્રમાં ફરમાવે છે કે—

" प्रशान्तं दर्शनं यस्य, सर्वभूताभयप्रदम् ।
माङ्गल्यं च प्रशस्तं च, शिवस्तेन विभाव्यते ॥१॥"

જેમનું દર્શન પ્રશાન્ત છે, સર્વ પ્રાણીઓને અભય આપવાવાળું છે, માંગલિક તથા પ્રશસ્ત છે, તેથી તે 'શિવ' કહેવાય છે. (૧)

" महत्त्वादीश्वरत्वाद्य, यो महेश्वरतां गतः ।
राग-द्वेषविनिर्मुक्तं, वन्देऽहं तं महेश्वरम् ॥ २ ॥"

મહત્તા અને ઐશ્વર્યથી જેઓ મહેશ્વરપણાને પામેલા છે તેવા તથા રાગ અને દ્વેષ રહિત એવા તે મહેશ્વરને હું વન્દન કરૂં છું. (૨)

" महाज्ञानं भवेद् यस्य, लोकालोकप्रकाशकम् ।
महादया दमो ध्यानं, महादेवः स उच्यते ॥ ३ ॥ "

લોકાલોકને પ્રકાશ કરનારૂં મહાજ્ઞાન, મોટી દયા, દમ અને ધ્યાન જેમને છે, તે મહાદેવ કહેવાય છે. (૩)

" महान्तस्तस्करा ये तु, तिष्ठन्तः स्वशरीरके ।
निर्जिता येन देवेन, महादेवः स उच्यते ॥ ४ ॥ "

પોતાના શરીરને વિષે રહેલા મોટા તસ્કર–ચોરો જે દેવે જીત્યા છે, તેમને મહાદેવ કહેવાય છે (૪)

" रागद्वेषौ महामल्लौ, दुर्जयौ येन निर्जितौ ।
महादेवं तु तं मन्ये, शेषा व नामधारका ॥ ५ ॥ "

દુ ખે જીતી શકાય એવા રાગદ્વેષરૂપી બે મોટા મલ્લોને જેઓએ જીતી લીધા છે, તેઓ જ મહાદેવ છે, એમ હું માનું છુ તે સિવાયના બીજાઓ મહાદેવ કહેવાતા હોય તોપણ માત્ર નામધારી મહાદેવ છે (૫)

" शब्दमात्रो महादेवो, लौकिकानां मते मतः ।
शब्दतो गुणतश्चैवा, ऽर्थतोऽपि जिनशासने ॥ ६ ॥ "

લૌકિકોના મતમાં શબ્દ (નામ) માત્રથી મહાદેવ માનેલા છે, જ્યારે શ્રી જિનશાસનમા શબ્દ, ગુણ અને અર્થ, એ ત્રણથી યુક્ત મહાદેવ માનવામા આવ્યા છે (૬)

" शक्तितो व्यक्तितश्चैव, विज्ञानं लक्षणं तथा ।
मोहजालं हतं येन, महादेव· स उच्यते ॥ ७ ॥ "

જેમને સ્વશક્તિથી વિજ્ઞાન ઉત્પન્ન થયું હોય અને પ્રગટ રીતે જેનું લક્ષણ જોવામાં આવતું હોય તથા જેમણે મોહજાલને હણી નાખી હોય, તેજ મહાદેવ કહેવાય છે (૭)

" नमोऽस्तु ते महादेव !, महामदविवर्जित ! ॥
महालोभविनिर्मुक्त !, महागुणसमन्वित ! ॥ ८ ॥ "

મહામદથી વિવર્જિત, મહાલોભથી વિનિર્મુક્ત અને મહાગુણથી સમન્વિત એવા હે મહાદેવ ! આપને નમસ્કાર થાઓ (૮)

" महारागो महाद्वेषो, महामोहस्तथैव च ।
कषायश्च हतो येन, महादेवः स उच्यते ॥ ९ ॥"

જેમણે મહારાગ, મહાદ્વેષ, મહામોહ તથા કષાયોને હણી નાંખ્યા છે, તેઓ મહાદેવ કહેવાય છે. (૯)

" महाकामो हतो येन, महाभयविवर्जितः ।
महाव्रतोपदेशी च, महादेवः स उच्यते ॥ १० ॥"

જેમણે મોટા કામદેવને હણ્યો હોય, જે મહાભયથી રહિત થનારા હોય અને જે મહાવ્રતોનો ઉપદેશ દેનારા હોય, તેજ મહાદેવ કહેવાય છે. (૧૦)

" महाक्रोधो महामानो, महामाया महामदः ।
महालोभो हतो येन, महादेवः स उच्यते ॥ ११ ॥"

મહાક્રોધ, મહામાન, મહામાયા, મહામદ અને મહાલોભ જેમણે હણ્યો છે, તે મહાદેવ કહેવાય છે. (૧૧)

" महानन्दो दया यस्य, महाज्ञानी महातपाः ।
महायोगी महामौनी, महादेवः स उच्यते ॥ १२ ॥"

જેમને મહાન્ આનંદ છે, દયા છે, જેઓ મહાજ્ઞાની છે, મહા તપસ્વી છે, મહાયોગી અને મહામૌની છે, તેઓ મહાદેવ કહેવાય છે. (૧૨)

" महावीर्यं महाधैर्यं, महाशीलं महागुणः ।
महामञ्जुक्षमा यस्य, महादेवः स उच्यते ॥ १३ ॥"

જેમણે મહાન્ વીર્ય, મહાન્ ધૈર્ય, મહાન્ શીલ, મહાગુણ અને મહાન્ મનોહર ક્ષમા ધારણ કરી છે, તેઓ [illegible]દેવ કહેવાય છે. (૧૩)

" स्वयम्भूतं यतो ज्ञानं, लोकालोकप्रकाशकम् ।
अनन्तवीर्यचारित्रं, स्वयम्भूः सोऽभिधीयते ॥ १४ ॥"

લોકાલોકને પ્રકાશનાર જ્ઞાન, અનંત વીર્ય અને અનંત ચારિત્ર જેમને પરના ઉપદેશ વિના પોતાની મેળે ઉત્પન્ન થયું છે, તે સ્વયંભૂ કહેવાય છે. (૧૪)

" शिवो यस्माज्जिनः प्रोक्तः, शङ्करश्च प्रकीर्तितः ।
कायोत्सर्गी च पर्यङ्की, स्त्रीशस्त्रादिविवर्जितः ॥ १५ ॥"

જેઓ કાયોત્સર્ગાસન અને પર્યંકાસને રહેલા છે તથા સ્ત્રી અને શસ્ત્રાદિથી રહિત છે, તેથી જિન, શિવ અને શંકર કહેવાય છે. (૧૫)

" साकारोऽपि ह्यनाकारो, मूर्त्तामूर्त्तस्तथैव च ।
परमात्मा च बाह्यात्मा, अन्तरात्मा तथैव च ॥१६॥"

જેઓ સાકાર પણ છે, નિરાકાર પણ છે, મૂર્ત્ત પણ છે અને અમૂર્ત્ત પણ છે તથા પરમાત્મા, બાહ્યાત્મા અને અંતરાત્મા રૂપે પણ હોય છે. (૧૬)

" दर्शन-ज्ञानयोगेन, परमात्माऽयमव्ययः ।
परा क्षान्तिरहिंसा च, परमात्मा स उच्यते ॥ १७ ॥"

દર્શન અને જ્ઞાનના યોગવડે આ પરમાત્મા અવ્યય (નાશ રહિત) છે. અનુપમ ક્ષમા અને અહિંસાને ધારણ કરનારા હોવાથી તે પરમાત્મા કહેવાય છે. (૧૭)

" परमात्मा सिद्धिसंप्राप्तौ, बाह्यात्मा तु भवान्तरे ।
अन्तरात्मा भवेद् देह, इत्येषस्त्रिविधः शिवः ॥१८॥"

સિદ્ધિની પ્રાપ્તિ થયા પછી પરમાત્મા કહેવાય છે, અન્યભવોને વિષે હોય છે ત્યારે બાહ્યાત્મા કહેવાય છે અને શરીરને વિષે રહેલા તેઓ અંતરાત્મા છે, એ પ્રમાણે શિવના ત્રણ પ્રકાર છે. (૧૮)

" सकलो दोषसम्पूर्णो, निष्कलो दोषवर्जितः ।
पञ्चदेहविनिर्मुक्तः, संप्राप्तः परमं पदम् ॥ १९ ॥"

કલાસહિત અવસ્થામાં દોષથી ભરેલા અને કલા રહિત અવસ્થામાં દોષથી રહિત, પાંચે શરીરથી મુક્ત બનીને પરમ-પદ-શ્રીસિદ્ધિ પદને પામેલા છે. (૧૯)

" एकमूर्तिस्त्रयो भागा, ब्रह्म-विष्णु-महेश्वराः ।
तान्येव पुनरुक्तानि, ज्ञान-चारित्र-दर्शनात् ॥ २० ॥"

બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર, એ એક જ મૂર્તિના ત્રણ વિભાગ છે અને તેને જ જ્ઞાન, દર્શન અને ચારિત્ર તરીકે કહેલા છે. (૨૦)

" एकमूर्तिस्त्रयो भागा, ब्रह्म-विष्णु-महेश्वराः ।
परस्परं विभिन्नानामेकमूर्तिः कथं भवेत् ? ॥ २१ ॥"

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર, એ એક જ મૂર્તિના ત્રણ વિભાગ છે, પણ પ્રશ્ન એ છે કે-પરસ્પર વિભિન્ન એવા એ ત્રણની એક જ મૂર્તિ કેવી રીતે સંભવે ? (૨૧)

" कार्यं विष्णुः क्रिया ब्रह्मा, कारणं तु महेश्वरः ।
कार्य-कारणसम्पन्ना, एकमूर्त्तिः कथं भवेत् ? ॥ २२ ॥"

વિષ્ણુ એ કાર્ય છે, બ્રહ્મા એ ક્રિયા છે અને મહેશ્વર એ કારણ છે. તો પછી કાર્ય અને કારણથી સંપન્નની એક મૂર્તિ કેવી રીતે સંભવે ? (૨૨)

" प्रजापतिसुतो ब्रह्मा, माता पद्मावती स्मृता ।
अभिजिज्जन्मनक्षत्र-मेकमूर्त्तिः कथं भवेत् ? ॥ २३ ॥"

બ્રહ્મા એ પ્રજાપતિનો પુત્ર છે તેની માતાનું નામ પદ્માવતી છે અને તેનો જન્મ અભિજિત્ નક્ષત્રમાં થયેલો છે તો તેઓની એક મૂર્ત્તિ કેવી રીતે સંભવે ? (૨૩)

" वसुदेवसुतो विष्णुर्माता च देवकी स्मृता ।
रोहिणी जन्मनक्षत्रमेकमूर्त्तिः कथं भवेत् ? ॥ २४ ॥"

વિષ્ણુ એ વસુદેવનો પુત્ર છે, તેની માતાનું નામ દેવકી છે અને તેનો જન્મ રોહિણી નક્ષત્રમાં થયેલો છે તો તેઓની એક મૂર્ત્તિ કેવી રીતે સંભવે ? (૨૪)

" पेढालस्य सुतो रुद्रो, माता च सत्यकी स्मृता ।
मूलं च जन्मनक्षत्रमेकमूर्त्तिः कथं भवेत् ? ॥ २५ ॥"

રુદ્ર એટલે મહાદેવ ( મહેશ્વર ) પેઢાલનો પુત્ર છે, તેની માતા સત્યકી છે અને તેનું જન્મનક્ષત્ર મૂલ છે, તો તેઓની એક મૂર્ત્તિ કેવી રીતે સંભવે ? (૨૫)

" रक्तवर्णो भवेद् ब्रह्मा, श्वेतवर्णो महेश्वरः ।
कृष्णवर्णो भवेद् विष्णु-रेकमूर्त्तिः कथं भवेत् ? ॥२६॥ "

બ્રહ્માનો વર્ણ લાલ છે, મહેશ્વરનો વર્ણ શ્વેત છે અને વિષ્ણુનો વર્ણ કાલો છે, એ ત્રણેની એક મૂર્ત્તિ કેવી રીતે સંભવે ? (૨૬)

" अक्षसूत्री भवेद् ब्रह्मा, द्वितीयः शूलधारकः ।
तृतीयः शङ्खचक्राङ्क, एकमूर्त्तिः कथं भवेत् ? ॥२७॥"

બ્રહ્મા અક્ષસૂત્ર (માલા) ને ધારણ કરે છે, બીજો ( મહેશ્વર ) ત્રિશૂલને ધારણ કરે છે અને ત્રીજો ( વિષ્ણુ )

બ્રહ્માનો જન્મ કૃતયુગમાં થયો છે, મહેશ્વરનો જન્મ ત્રેતાયુગમાં થયો છે અને વિષ્ણુનો જન્મ દ્વાપરયુગમાં થયો છે, એ ત્રણેની એક મૂર્તિ કેવી રીતે સંભવે? (૩૨)

" ज्ञानं विष्णु सदा प्रोक्त, चारित्रं ब्रह्म उच्यते ।
सम्यक्त्वं तु शिवं प्रोक्त-मर्हन्मूर्त्तिस्त्रयात्मिका ॥३३॥ "

જ્ઞાનને સદા વિષ્ણુ, ચારિત્રને બ્રહ્મા અને સમ્યક્ત્વને શિવ કહેલ છે, તેથી એક અરિહતની મૂર્તિ જ તે ત્રણ સ્વરૂપ છે (૩૩)

" क्षिति-जल-पवन-हुताशन-यजमानाऽऽकाश-सोम-सूर्याख्याः
इत्येतेऽष्टौ भगवति, वीतरागे गुणा मता ॥ ३४ ॥ "

પૃથ્વી, જલ, પવન, અગ્નિ, યજમાન, આકાશ, ચન્દ્ર અને સૂર્ય, એ આઠે ગુણો શ્રી વીતરાગમાં રહેલા માનેલા છે (૩૪)

" क्षितिरित्युच्यते क्षान्ति,-र्जलं या च प्रसन्नता ।
निसङ्गता भवेद् वायु,-र्हुताशो योग उच्यते ॥ ३५ ॥ "

પૃથ્વી એટલે ક્ષમા કહેવાય છે જલ એટલે પ્રસન્નતા કહેવાય છે, વાયુ એટલે નિ સગતા કહેવાય છે અને અગ્નિ એટલે યોગ કહેવાય છે (૩૫)

" यजमानो भवेदात्मा, तपोदानदयादिभिः ।
अलेपकत्वादाकाश-सङ्काशः सोऽभिधीयते ॥ ३६ ॥"

તપ, દાન અને દયા વડે આત્મા યજમાન કહેવાય છે અને અલિપ્ત હોવાથી તે આત્મા જ આકાશ કહેવાય છે (૩૬)

" सौम्यमूर्त्तिरुचिश्चन्द्रो, वीतराग समीक्ष्यते ।
ज्ञानप्रकाशकत्वेन, आदित्यः सोऽभिधीयते ॥ ३७ ॥ "

શરીરની કાન્તિ સૌમ્ય હોવાથી શ્રી વીતરાગ પરમાત્મા ચન્દ્રમા જેવા દેખાય છે અને જ્ઞાનનો પ્રકાશ કરનાર હોવાથી તેઓ આદિત્ય-સૂર્ય કહેવાય છે. (૩૭)

" पुण्यपापविनिर्मुक्तो, रागद्वेषविवर्जितः ।
श्री अर्हद्भ्यो नमस्कारः, कर्त्तव्यः शिवमिच्छता ॥३८॥ "

મોક્ષની ઈચ્છાવાળા પ્રાણીએ પુણ્ય-પાપથી સર્વથા રહિત અને રાગદ્વેષથી વિવર્જિત એવો નમસ્કાર શ્રી અરિહંત પરમાત્માઓને કરવા લાયક છે. (૩૮)

" अकारेण भवेद् विष्णु, रेफे ब्रह्मा व्यवस्थितः ।
हकारेण हरः प्रोक्तस्तस्यान्ते परमं पदम् ॥ ३९ ॥ "

અકાર વડે વિષ્ણુ, રકાર વડે બ્રહ્મા અને હકાર વડે હર-મહાદેવ કહેલા છે. તેના અંતે-ઉપર અનુસ્વાર છે, તે પરમપદ-મોક્ષ છે. ( अर्हं ) (૩૯)

" अकार आदि धर्मस्य, आदिमोक्षप्रदेशकः ।
स्वरूपं परमं ज्ञान-मकारस्तेन उच्यते ॥ ४० ॥ "

અકાર અક્ષર ધર્મની આદિને કહે છે, આદિ મોક્ષને દેખાડનાર છે અને આત્માનું સ્વરૂપ એવું જે કેવળજ્ઞાન-તત્સ્વરૂપ છે, તેથી તે અકાર કહેવાય છે. अ (૪૦)

" रूपिद्रव्यस्वरूपं वा, दृष्ट्वा ज्ञानेन चक्षुषा ।
दृष्टं लोकमलोकं वा, रकारस्तेन उच्यते ॥ ४१ ॥ "

જ્ઞાનરૂપી ચક્ષુ વડે રૂપીદ્રવ્યના સ્વરૂપને તેમજ લોકને અને અલોકને જોનારા હોવાથી રકાર (र) કહેવાય છે. (૪૧)

" हता रागाश्च द्वेषाश्च, हता मोहपरीपहाः ।
हतानि येन कर्माणि, हकारस्तेन उच्यते ॥ ४२ ॥ "

જે કારણ માટે તેઓએ રાગ અને દ્વેષને, મોહ અને પરીષહોને, તથા જ્ઞાનાવરણીયાદિ કર્મોને પણ હણ્યા છે, તે કારણ માટે હકાર (ह)કહેવાય છે (૪૨)

" सन्तोषेणाभिसम्पूर्ण , प्रातिहार्याष्टकेन च ।
ज्ञात्वा पुण्य च पापं च, नकारस्तेन उच्यते ॥४३॥ "

પુણ્ય અને પાપને જાણીને જેઓ સતોષ અને આઠ પ્રાતિહાર્યો વડે સપૂર્ણ બન્યા છે, તેથી નકાર(न) કહેવાય છે (૪૩)

" भवबीजाङ्कुरजनना, रागाद्या क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा, हरो जिनो वा नमस्तस्मै ॥ ४४ ॥ "

ભવરૂપી બીજના અકુરને ઉત્પન્ન કરનારા રાગાદિ દોષો જેઓના ક્ષયને પામ્યા છે, તે બ્રહ્મા હો, મહાદેવ હો કે જિન હો, તેઓને અમારો નમસ્કાર છે (૪૪)

  

# પ્રકરણ-છઠ્ઠું.

## શ્રીજિનમહત્ત્વની-સિદ્ધિ.

સ્વપરશાસ્ત્રપારીણ, મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજા સ્વરચિત સ્વોપજ્ઞ શ્રી દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા નામના ગ્રન્થરત્નમાં ફરમાવે છે કે-

" वप्रत्रयध्वजच्छत्रत्रयचक्रचामरसम्पदा ।
विभुत्वं न विभोस्तादृङ्मायाविष्वपि संभवात् ॥१॥
स्वामिनो वचनं यत्तु, संवादि न्यायसङ्गतम् ।
कुतर्कध्वान्तसूर्यांशुर्महत्त्वं तदस्यवपुः ॥ २ ॥
'पक्षपातो न मे वीरे, न द्वेषः कपिलादिषु ।
युक्तिमद्वचनं यस्य तस्य, कार्यः परिग्रहः ॥ ३ ॥"

ત્રણ ગઢ, ઈંદ્ર ધ્વજ, છત્રત્રય, ધર્મચક્ર અને ચામરાદિની સંપદાથી ભગવાન્ મહાન છે, એમ નથીઃ કારણ કે તેવા પ્રકારનું મહત્ત્વ તો માયાવી-ઈન્દ્રજાલિકોને વિષે પણ સંભવે છે. કિન્તુ શ્રી વીતરાગ પરમાત્માનું-કુતર્કરૂપી અંધકારનો નાશ કરવા માટે સૂર્ય સમાન, સંવાદિ (સમર્થ પ્રવૃત્તિજનક) અને ન્યાય સંગત ( સ્યાદ્વાદમુદ્રાથી અંકિત ) જે વચન છે, તેજ મહત્ત્વનું પ્રયોજક છે. એ માટે ભગવાન શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મહારાજે ફરમાવ્યું છે કે-મને શ્રી વીર-વર્ધમાન સ્વામિને વિષે ગુણનો વિચાર કર્યા વિનાનોજ રાગ નથી અને કપિલાદિને વિષે તેવાજ પ્રકારનો દ્વેષ નથી કિન્તુ ગુણ દોષની આલોચનાપૂર્વક જેનું વચન યુક્તિયુક્ત હોય, તેનો જ સ્વીકાર કરવો જોઈએ. (૧-૨-૩)

" पुण्योदयमवैर्भावैर्मतं क्षायिकर्सगतैः ।
महत्त्वं महनीयस्य, बाह्यमाभ्यन्तरं तथा ॥ ४ ॥
बहिरभ्युदयादर्शी, भवत्यन्तर्गतो गुणः ।
मणेः पटावृतस्यापि, बहिर्ज्योतिरुदञ्चति ॥ ५ ॥ "

ક્ષાયિક જ્ઞાનાદિ ગુણોની સાથે વિશિષ્ટ સંહનન, રૂપ, સંસ્થાન, ગતિ આદિ તીર્થંકર નામ કર્મરૂપી પુણ્યપ્રકૃતિના ઉદયથી ઉત્પન્ન થયેલા ભાવો વડે અભ્યન્તરની જેમ બાહ્યથી પણ શ્રી જિનેશ્વરદેવનું મહત્ત્વ સિદ્ધ છે. (૪)

અન્તર્ગત ગુણ એ બાહ્ય અભ્યુદયને દેખાડનારો હોય છે. કપડાથી ઢંકાયેલો પણ મણિ પોતાના પ્રકાશને બહાર જણાવ્યા સિવાય રહેતો નથી (૫)

" भेदः प्रकृत्या रत्नस्य, जात्यस्याजात्यतो यथा ।
तथाऽर्वागपि देवस्य, भेदोऽन्येभ्यः स्वभावतः ॥ ६ ॥ "

જેમ જાત્ય રત્નનો અજાત્ય રત્નથી ભેદ સ્વભાવથી જ હોય છે, તેમ મિથ્યાદષ્ટિ આદિ દશામાં પણ શ્રી જિનેશ્વર-દેવનો અન્ય આત્માઓ કરતાં સ્વભાવથી જ ભેદ હોય છે. (૬)

" नित्यनिर्दोषताऽभावान्महत्त्वं नेति दुर्वचः ।
नित्यनिर्दोषता यस्माद्, घटादावपि वर्त्तते ॥ ७ ॥ "

શ્રી જિનેશ્વરદેવમાં નિત્ય નિર્દોષતા નથી માટે તેમનું મહત્ત્વ નથી એમ કહેવું, એ અયુક્તવચન છે. કારણ કે નિત્ય નિર્દોષતા તો ઘટ, પટ અને આકાશાદિમાં પણ રહેલી છે. (૭)

નિત્ય નિર્દોષ પુરૂષની કલ્પના કરવી તેના કરતાં ધ્વસ્ત દોષ પુરૂષની કલ્પના કરવી એજ એક છે. કારણ કે દોષ અને આવરણો

દેશથી ક્ષય પામતાં પ્રત્યક્ષ દેખાય છે, જો તે( મલક્ષય )ના સંપૂર્ણ હેતુઓ મલી જાય તો સુવર્ણના મલની જેમ સમસ્ત દોષોની હાનિ પણ સંભવિત છે.

શ્રીજિનેશ્વરદેવ જગતના કર્તા નથી માટે મોટા નથી, એ કથન પણ યુક્તિરિક્ત છે. કાર્યમાત્ર કર્તૃપ્રયોજ્ય હોય, એવો નિયમ નથી, છતાં એવા નિયમનો આગ્રહ રાખવામાં આવે તો ઇશ્વરને ઉત્પન્ન કરનાર કોઇ અન્ય ઇશ્વર એને ઉત્પન્ન કરનાર કોઈ અન્ય એમ અપ્રામાણિક અનંત ઇશ્વરની અસત્ય કલ્પના કરવી પડે છે. ઈશ્વર કર્ત્તા નથી પણ ઇશ્વરનું જ્ઞાન કર્ત્તા છે. એમ માનવાથી શ્રીજિનમતની જ સિદ્ધિ થાય છે. શ્રી જિનમતમાં પ્રવાહથી ઈશ્વર અનાદિ છે. એ ઇશ્વરે આ જગતને જે રીતે જોયેલું છે, તે રીતે જગત પરિણામ પામે છે. વસ્તુતઃ શ્રી જિનમત મુજબ ઇશ્વર જગતનો કર્ત્તા નથી કિન્તુ સમસ્ત જગતનો જ્ઞાતા છે.

ઇશ્વરના પ્રયત્નથી બ્રહ્માંડાદિની ધૃતિ, સ્થિતિ વિગેરે થઈ રહી છે, એ કલ્પના પણ નિતાન્ત અસત્ય છે. ધરણીની ધારકતા આદિ સ્વભાવથી જ અગર પ્રાણીઓના પુણ્યથી જ થઈ રહી છે, એમ માનવામાં જ લાઘવ અને કલ્પનાની વિશ્રાંતિ છે.

શ્રી જિનેશ્વરદેવ દીક્ષા વખતે સંખ્યાવાળું-પરિમિત દાન આપનારા છે, માટે અપરિમિત દાન આપનારાઓની અપેક્ષાએ હીન છે, એમ કોઇ કહે છે, તે પણ અસત્ય છે. શ્રી જિનેશ્વરોનું દાન સંખ્યાવાળું હોય છે, તેનું કારણ તેમની કૃપણતા કે અલ્પવિભૂતિપણું નથી કિન્તુ તેવા પ્રકારના યાચકોનો જ

અભાવ છે, સિદ્ધ યોગવાળા સ્વામિના અનુભાવથી યાચકો સતોષી બની જાય છે તેમની દાન લેવાની ઇચ્છા મર્યાદિત બની જાય છે, શમી જાય છે અથવા તો સંસારની અસારતાનું પરિજ્ઞાન થવાથી દેવતાની શેષની જેમ યાચકો અલ્પ અલ્પ-દાન જ ગ્રહણ કરે છે એ કારણે પણ શ્રી જિનેશ્વરદેવોનું દાન ઘણા પ્રાણીઓ લે છે, તો પણ સખ્યાવાળું જ રહે છે

કેટલાક કહે છે કે-શ્રી જિનેશ્વરદેવો દાન આપે છે, માટે અકૃતાર્થ છે અને અકૃતાર્થ છે, માટે મહાન્ નથી તેઓનું એ કથન પણ વિચાર વિનાનું છે શ્રી જિનેશ્વરદેવો અકૃતાર્થ છે, માટે દાન આપે છે, એમ નથી પણ પોતાનો કલ્પ છે, એમ માનીને દાન આપે છે તેમના દાનમા કોઈ પણ પ્રકારના ફળની કે બદલાની આશા નથી કિન્તુ તીર્થંકરપણાનું કારણભૂત કર્મ જ એવું છે કે જે દાનાદિના ક્રમ વડે જ સપૂર્ણ-પણે ભોગવાય છે

કેટલાક કહે છે કે શ્રી જિનેશ્વરદેવો મહા પાપના કારણભૂત એવા રાજ્યાદિ મહા અધિકરણો પોતાના પુત્રાદિને આપે છે તથા લોકોને પાપમાં પ્રવૃત્તિ કરાવનાર શિલ્પાદિ શીખવે છે, માટે તેઓ મહાન્ નથી આ તેઓનું કહેવું પણ વગર સમજનું છે. કારણ કે તેમ કરવામાં તેઓનો હેતુ રાજ્યાદિ પ્રકૃત દોષથી અધિક દોષ-પરસ્પર કલહાદિનો અતિરેક, વિગેરેનું નિવારણ કરવાનો હોય છે અધિક દોષ નિવારણ વિષયક પોતાની શક્તિ હોવા છતા ઉપેક્ષા કરવી, એ પરાર્થ-માત્ર-પ્રવૃત્ત-શુદ્ધ-આશયવાળા મહાત્મા પુરૂષોને માટે અઘટિત છે. શિલ્પ અને કલા વિગેરેના દાનની પાછળ પણ

એ જ હેતુ છે. સર્પાદિથી રક્ષણ કરવા માટે પોતાના પુત્રને ખાડામાંથી ખેંચી કાઢનાર માતા જેમ પુત્રના શરીરે થતી ઇજા માટે ગુન્હેગાર નથી, તેમ અધિક અનિષ્ટનું નિવારણ કરવા માટે શિલ્પાદિને બતાવનાર શ્રી જિનેશ્વર દેવો પણ નિર્દોષ છે. જેનું નિવારણ અસંભવિત છે, એવા દોષોના કારણે બહુ ફાયદો કરનારૂં કર્મ પણ જો દુષ્ટ ગણવામાં આવે તો શ્રી જિનેશ્વરની ધર્મદેશના પણ દોષ વિનાની નહિ ઠરે: કારણ કે-શ્રી જિનેશ્વરદેવોની દેશનામાંથી જ મિથ્યાત્વના મૂલભૂત બૌદ્ધાદિ અને સાંખ્યાદિ દર્શનોની ઉત્પત્તિ થયેલી છે. એ સંબંધી શાસ્ત્રોમાં કહ્યું છે કે—

"जावइया णयवाया तावइया चेव परसमया ।"
"જગતમાં જેટલા નયવાદ છે, તેટલા જ પર દર્શનો છે-"

કેટલાક કહે છે કે-બુદ્ધદેવને જેવું કુશલ ચિત્ત હતું તેવું શ્રી જિનેશ્વર દેવને નથી, માટે તેઓ મહાન્ નથી. તેઓનું એ કહેવું પણ સર્વથા અયથાર્થ છે. શ્રી જિનેશ્વરોના સમભાવવાળા ચિત્તની આગળ બુદ્ધનું કુશળ ચિત્ત અકિંચિત્કર છે. પોતાના ધર્મથી જગતના પ્રાણીઓની મુક્તિ થઇ જાઓ અને જગતના પાપો પોતાનામાં આવી જાઓ, આ જાતિનું બુદ્ધનું કુશળ ચિત્ત તત્ત્વથી અસત્ય અને અસંભવિત છે. કારણ કે નિવૃત્તિ જગતની થઇ નથી કિન્તુ બુદ્ધની જ થઇ છે, એમ તેઓનું જ શાસ્ત્ર કહે છે તથા પરસ્પરના ધર્મ અધર્મનો પરસ્પરમાં સંક્રમ થવો સર્વથા અસંભવિત છે. એટલા માટે નિર્મોહી આત્માઓને આ જાતિનું મોહ અને અજ્ઞાનથી યુક્ત ચિત્ત કેમ સંભવે ? તૃણ, મણિ, લેષ્ટુ અને કાંચનાદિ પદાર્થોમાં સમાનવૃત્તિવાળું અને

સર્વ સાવદ્યયોગથી નિવૃત્તિલક્ષણવાળું ચિત્ત એ જ પરમાર્થથી કુશળ ચિત્ત છે અને તે શ્રી જિનેશ્વરદેવોમાં હોય જ છે. વળી વ્યાઘ્રાદિને સ્વકીય માંસ દાનાદિ કરવામાં બુદ્ધનું કુશળચિત્ત વર્ણવાય છે, તે પણ અવિચારિત રમણીય છે કારણ કે તે ચિત્ત પણ કુશળ નહિ કિન્તુ સર્વથા અકુશળ અને મોહથી યુક્ત છે, એ જણાવતાં પૂ પા મહોપાધ્યાયજી ફરમાવે છે કે—

" सत्त्वधीरपि या स्वस्योपकारादपकारिणि ।
सात्मंभरित्वपिशुना, पराऽपायाऽनपेक्षिणी ॥ १ ॥ "

પોતાના અપકારી સ્વમાંસ ભક્ષક વ્યાઘ્રાદિ ઉપર બુદ્ધદેવની જે સત્ત્વ બુદ્ધિ છે, તે પોતાના આત્મંભરિપણાને સૂચવનારી છે એટલું જ નહિ પણ પરની પીડા પ્રત્યે નિરપેક્ષતાને ધારણ કરનારી છે, તેટલા માટે અશુદ્ધ છે. એમાં આત્મંભરિતા અને પરપીડાનિરપેક્ષતા, એ બે મોટાં દૂષણો છે (૧)

એ રીતે શ્રી જિનેશ્વરદેવની મહત્તાને દૂષિત કરનારાં સઘળાં વચનો અસત્ય છે, એમ સિદ્ધ કરી પૂ પા ઉપાધ્યાયજી મહારાજા અન્તમાં શ્રી જિનેશ્વરદેવનું પરમ મહત્ત્વ સ્થાપન કરતાં ફરમાવે છે કે—

" परार्थमात्ररसिकस्ततोऽनुपकृतोपकृत् ।
अगूढलक्षो भगवान्, महानित्येष मे मतिः ॥ १ ॥"

પરાર્થ માત્ર રસિક અને એટલા જ માટે અનુપકૃતોપકૃત (ઉપકાર નહિ કરનાર ઉપર પણ ઉપકાર કરનારા) અગૂઢ લક્ષી ભગવાન્ એ જ મહાન્ છે એમ હું માનું છું (૧)

" अर्हमित्यक्षरं यस्य चित्ते स्फुरति सर्वदा ।
परं ब्रह्म ततः शब्दब्रह्मणः सोऽधिगच्छति ॥ २ ॥"

'अर्हम्' ए प्रमाणेना अक्षर जेना चित्तने विषे सदा स्फुरायमान थाय छे, ते आत्मा शब्द ब्रह्मना ध्यानथी पर ब्रह्मने ( अवश्य ) प्राप्त करे छे. (२)

" परःसहस्राः शरदां, परे योगमुपासताम् ।
हन्तार्हन्तमनासेव्य, गन्तारो न परं पदम् ॥ ३ ॥"

बीजाओ घणा हजारो वर्षो सुधी योगनी उपासना करो किन्तु ए निश्चित छे के तेओ श्री अरिहंत परमात्मानी उपासना कर्या विना परमपदने (कदी पण) पामनार नथी. (३)

" आत्माऽयमर्हतो ध्यानात्परमात्मत्वमश्नुते ।
रसविद्धं यथा ताम्रं, स्वर्णत्वमधिगच्छति ॥ ४ ॥"

जेम रसथी वींधायेलुं तांबुं सुवर्णपणाने पामे छे तेम आ आत्मा श्री अरिहंतना ध्यानथी परमात्मपणाने पामे छे. (४)

" पूज्योऽयं स्मरणीयोऽयं सेवनीयोऽयमादरात् ।
अस्यैव शासने भक्तिः, कार्या चेच्चेतनाऽस्ति वा ॥५॥ "

जो तमारामां चेतना होय तो पूजवा योग्य, स्मरण करवा योग्य अने आदरपूर्वक सेववा योग्य जो कोई पण होय तो एक श्री अरिहंत परमात्मा ज छे. एओना ज शासन (प्रवचन) ने विषे भक्ति करवा योग्य छे. (५)

" सारमेतन्मया लब्धं श्रुताब्धेरवगाहनात् ।
भक्तिर्भागवती बीजं, परमानन्दसम्पदाम् ॥ ६ ॥"

श्रुतसागरनुं अवगाहन करवाथी आ प्रकारनो सार में प्राप्त कर्यो छे के श्री अरिहंत परमात्मानी भक्ति एज एक परमानंद-मोक्षनी संपदा-लक्ष्मीनुं बीज छे. (६)

## પ્રકરણ–સાતમું.

# દેવાધિદેવનાં નામો.

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા સ્વોપજ્ઞ શ્રીઅભિધાનચિન્તામણિના દેવાધિદેવકાંડમાં ફરમાવે છે કે—

" अर्हन् जिनः पारगतस्त्रिकालवित्क्षीणाष्टकर्मा परमेष्ठ्यधीश्वरः।
शंभुः स्वयम्भूर्भगवान् जगत्प्रभुस्तीर्थङ्करस्तीर्थकरो जिनेश्वरः ॥१॥"

અર્હન્, જિન, પારગત, ત્રિકાલવિત્, ક્ષીણાષ્ટકર્મ, પરમેષ્ઠી, અધીશ્વર, શંભુ, સ્વયંભૂ, ભગવાન્, જગત્પ્રભુ, તીર્થંકર, તીર્થંકર અને જિનેશ્વર–૧

" स्याद्वाद्यभयदसार्वाः सर्वज्ञः सर्वदर्शिकेवलिनौ ।
देवाधिदेवबोधिदपुरुषोत्तमवीतरागाप्ताः ॥ २ ॥"

સ્યાદ્વાદી, અભયદ, સાર્વ, સર્વજ્ઞ, સર્વદર્શી, કેવલી, દેવાધિદેવ, બોધિદ, પુરૂષોત્તમ, વીતરાગ અને આપ્ત એ ઉપરાંત ગુણનિષ્પન્ન બીજાં પણ અનેક નામો દેવાધિદેવનાં શાસ્ત્રોમાં કહેલાં છે. તેમાંના કેટલાક નીચે દર્શાવવામાં આવે છે.

१ अर्हन्—ચોત્રીસ અતિશયોને અથવા દેવેન્દ્રકૃત પૂજાને લાયક.

२ जिनः—રાગદ્વેષ મોહાદિક આંતરિક શત્રુઓને જીતનારા.

३ पारगतः—સંસારના પારને અથવા સર્વ પ્રયોજનોના પારને પામેલા.

४ त्रिकालवित्—ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાલને જાણનારા.

५ क्षीणाष्टकर्मा—જેઓના જ્ઞાનાવરણીયાદિ આઠે કર્મો ક્ષીણ થઈ ગયાં છે, તે.

६ परमेष्ठी—परमपद सर्वोच्चस્થાનને વિષે રહેલા.

७ अधीश्वरः—ત્રણે જગત ઉપર જેમનું શાસન વર્તે છે, તે.

८ शम्भुः—શમ્-શાશ્વત સુખ તેને વિષે થનારા.

९ स्वयंभूः—સ્વયં પરોપદેશથી નહિ કિન્તુ પોતાની મેળે તથા-ભવ્યત્વાદિ સામગ્રીના પરિપાકથી થનારા.

१० भगवान्—ભગ-સમગ્ર ઐશ્વર્ય અથવા સર્વોત્કૃષ્ટ જ્ઞાનને ધારણ કરનારા.

११ जगत्प्रभुः—ત્રણે જગતમાં પ્રભુત્વ પ્રાપ્ત કરનારા.

१२ तीर्थङ्करः—સંસાર સમુદ્ર જેનાથી તરાય તે તીર્થ-ચતુર્વિધ સંઘ અથવા પ્રથમ ગણધર તેને કરનારા.

१३ तीर्थंकरः— ॥ ॥

१४ जिनेश्वरः—જિન - રાગાદિને જીતનારા સામાન્યકેવલિઓ તેમના ઈશ્વર.

१५ स्याद्वादी—સ્યાદ્-અનેકાન્તદ્યોતક અવ્યય સહિત બોલનારા અનેકાન્તવાદી.

१६ अभयदः—અભય-ઇહલોક, પરલોક, આદાન, અકસ્માત્, આજીવિકા, મરણ અને અપયશ, એ સાત પ્રકારના ભયથી મૂકાવી અભય આપવાનું વિશિષ્ટ સ્વાસ્થ્ય-નિઃશ્રેયસધર્મના કારણભૂત ભૂમિકા-તેને આપનાર. (શ્રી જિનેશ્વરદેવો ગુણે પ્રકર્ષવાન, અચિન્ત્ય શક્તિમાન તથા સર્વથા પરાર્થકારી હોવાથી તેમનું અવલંબન લેનાર ભવ્ય આત્મા અવશ્ય અભયને પામે છે માટે ભગવાન અભયદ-અભયને આપનાર કહેવાય છે.

१७ सार्वः—સર્વ પ્રાણીઓના હિતકારી.

१८ सर्वज्ञः—સર્વ વસ્તુઓને (વિશેષ ધર્મોવડે) જાણનારા.

૧૯ सर्वदर्शी—સર્વ વસ્તુઓને ( સામાન્ય ધર્મોવડે ) જોનારા.

૨૦ केवली—સર્વથા આવરણનો વિલય થવાથી ચૈતન્ય સ્વરૂપનો આવિર્ભાવ થવો તે કૈવલ્ય છે તે જેમને છે, તે કેવલી

૨૧ देवाधिदेव—દેવોના પણ દેવ (દેવોથી પણ અધિક શક્તિવાળા)

૨૨ बोधिदः—બોધિ-શ્રી જિનોક્તધર્મની પ્રાપ્તિ, તેને આપનાર

૨૩ पुरुषोत्तम—પુરૂષોત્તમ-પુરૂષોને વિષે સહજ તથાભવ્યત્વાદિ ભાવથી શ્રેષ્ઠ

૨૪ वीतराग—રાગ દ્વેષ અને મોહ જેમના સર્વથા નાશ પામ્યા છે તે

૨૫ आप्त—હિતોપદેશને આપનારા હોવાથી આપ્ત

શ્રીજયશેખરસૂરિજી પ્રબોધચિન્તામણિના ૭ મા અધિકારમા દેવાધિદેવના ભિન્નભિન્ન નામોનું વર્ણન કરતાં ફરમાવે છે કે—

૧ નિરન્તર નિર્મળ જ્ઞાન અને દર્શન રૂપી જ્યોતિના આશ્રય હોવાથી ભગવાન પરમજ્યોતિ-કાન્તિસ્વરૂપ 'રાજા' કહેવાય છે

૨ મનુષ્ય લોકરૂપી પૃથ્વીથી આવેલા હોવાથી '**પાર્થિવ**' કહેવાય છે

૩ સમસ્ત આરંભથી મુક્ત બનેલા હોવાથી '**પ્રજાપાલ**' કહેવાય છે

૪ ત્રણ ભુવન વડે મુકુટની જેમ મસ્તકે ધારણ કરાય છે માટે '**ત્રિભુવન પ્રભુ**' કહેવાય છે

૫ સર્વ ઉપપ્લવ-ઉપદ્રવથી રહિત હોવાથી '**સદાશિવ**' કહેવાય છે.

૬ જ્ઞાનસ્વરૂપ વડે લોકાલોકને વીંટનાર હોવાથી 'વિષ્ણુ' કહેવાય છે.

૭ કોઇથી પણ ઉત્પન્ન કરાયેલા નહિ હોવાથી 'સ્વયંભૂ' કહેવાય છે.

૮ જન્મ રહિત હોવાથી 'અજ' કહેવાય છે.

૯ કર્મથી અબદ્ધ આત્માઓને વિષે ઉત્કૃષ્ટ હોવાથી 'પરમાત્મા' કહેવાય છે.

૧૦ પરમ જ્ઞાનવાન હોવાથી 'પરમબ્રહ્મ' કહેવાય છે.

૧૧ જ્ઞાનીઓ વડે પણ કોઇપણ પ્રકારે જાણી શકાતા નથી માટે 'અલક્ષ્ય' કહેવાય છે.

૧૨ દ્રવ્ય દ્રષ્ટિએ 'એક' કહેવાય છે.

૧૩ પર્યાય દ્રષ્ટિએ 'અનેક' કહેવાય છે.

૧૪ સત્ત્વ, રજ અને તમોગુણથી રહિત હોવાથી 'નિર્ગુણ' કહેવાય છે.

૧૫ જ્ઞાનાદિ ગુણોએ સહિત હોવાથી 'મહાગુણ' કહેવાય છે.

૧૬ આકાશ સમાન હોવાથી 'અવ્યક્ત' કહેવાય છે.

૧૭ તેમના ગુણનું વર્ણન થઇ શકે છે માટે 'વ્યક્ત' કહેવાય છે.

૧૮ 'શિવ' શબ્દના પર્યાયો વડે વિદ્યમાન હોવાથી 'ભાવ' કહેવાય છે.

૧૯ 'ભવ' શબ્દના પર્યાયો વડે અવિદ્યમાન હોવાથી 'અભાવ' કહેવાય છે.

૨૦ જ્ઞાનદર્શન વડે ચેષ્ટાવાન્ હોવાથી 'સકલ' કહેવાય છે.

૨૧ વચન અને શરીરની ચેષ્ટાથી રહિત હોવાથી 'નિષ્કલ' કહેવાય છે.

૨૨ ક્લેશના કારણભૂત દ્વન્દ્વોથી રહિત હોવાથી 'સદાસુખી' કહેવાય છે.

૨૩ સંસારી આત્માઓથી વિલક્ષણ હોવાથી 'વિશ્વ વિલક્ષણ' કહેવાય છે

૨૪ રૂપ રસ ગંધ સ્પર્શાદિથી રહિત હોવાથી 'નીરૂપ' કહેવાય છે.

૨૫ વિશ્વના તમામ સ્વરૂપને જાણનાર હોવાથી 'વિશ્વરૂપ' કહેવાય છે

શ્રી માનતુંગસૂરિજી 'ભક્તામર' સ્તોત્રમાં દેવાધિદેવનાં નામોનું વર્ણન કરતાં ફરમાવે છે કે—

"त्वामव्ययं विभुमचिन्त्यमसंख्यमाद्यं,
ब्रह्माणमीश्वरमनन्तमनङ्गकेतुम् ।
योगीश्वरं विदितयोगमनेकमेकं,
ज्ञानस्वरूपममलं प्रवदन्ति सन्तः ॥ १ ॥"

હે ભગવાન! વિચક્ષણ પુરૂષો આપને આ પ્રમાણે કહે છેઃ—

૧ અવ્યય—ચયાપચયને નહિ પામનાર અને સર્વકાલ સ્થિર–એકસ્વભાવે રહેનાર.

૨ વિભુ—પરમૈશ્વર્યથી શોભિત, કર્મનું ઉન્મૂલન કરવાને સમર્થ અથવા ઇન્દ્રાદિના સ્વામી.

૩ અચિન્ત્ય—આધ્યાત્મિક પુરૂષો વડે પણ ચિન્તવન કરવાને અશક્ય, અતિ–અદ્‌ભુત ગુણ યુક્ત

૪ અસંખ્ય—જેમના ગુણોની સંખ્યા થઇ શકતી નથી અથવા જેમના જ્ઞાનને માપી શકાતું નથી માટે અસંખ્ય.

૫ આદ્ય—પંચ પરમેષ્ઠિમાં પ્રથમ અથવા સામાન્ય કેવલીઓમાં મુખ્ય.

૬ બ્રહ્મા—અનન્ત આનન્દથી વધતા, બ્રહ્મ-કેવળજ્ઞાન અથવા નિર્વાણને પામનાર.

૭ ઇશ્વર—સકલ સુરાસુરનરનાયકને શાસન કરવા સમર્થ, કૃતાર્થ.

૮ અનન્ત—અનન્ત ચતુષ્ટયની સમૃદ્ધિને ધારણ કરનારા અને મૃત્યુ રૂપી અન્ત વિનાના-મૃત્યુનો ક્ષય કરનારા.

૯ અનંગકેતુ—કામદેવને માટે કેતુ સમાન, વૈક્રિયાદિ અંગ રૂપી કેતુ-ચિહ્નથી રહિત.

૧૦ યોગીશ્વર—મન, વચન અને કાયાને જીતનારા, ધ્યાની પુરૂષોના ઇશ્વર અને સયોગિ-કેવલીઓને માન્ય.

૧૧ વિદિતયોગ—સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ યોગને જાણનારા અને બીજાને જણાવનારા, વિશેષે કરીને ખંડિત-નાશ કર્યો છે જીવ અને કર્મનો યોગ-સંબંધ જેમણે.

૧૨ અનેક—જ્ઞાનથી સર્વગત, અનેક સિદ્ધ એક જગ્યાએ રહેવાથી અનેક, ગુણપર્યાયની અપેક્ષાએ અનેક અને ઋષભાદિ વ્યક્તિના ભેદથી અનેક.

૧૩ એક—અદ્વિતીય, ઉત્તમોત્તમ અથવા જીવ દ્રવ્યની અપેક્ષાએ એક.

૧૪ જ્ઞાનસ્વરૂપ—ક્ષાયિક કેવળજ્ઞાન રૂપ સ્વરૂપવાળા-સર્વ કર્મના ક્ષયથી ચિદ્રૂપ.

૧૫ અમલ—અઢાર દોષ રૂપી મલથી રહિત.

"बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात्,
त्वं शंकरोऽसि भुवनत्रयशंकरत्वात् ।
धाताऽसि धीर ! शिवमार्गविधेर्विधानाद्,
व्यक्तं त्वमेव भगवन् ! पुरुषोत्तमोऽसि ॥२॥"

હે દેવોથી પૂજાએલા પ્રભુ! બુદ્ધિ-કેવળજ્ઞાન વડે બોધ કરનાર હોવાથી આપ જ બુદ્ધ છો કિન્તુ (દયાના સ્વરૂપને નહિ સમજનાર હોવાથી) સુગતાદિ એ બુદ્ધ નથી. હે દેવ! ત્રણ લોકને સુખ કરનાર હોવાથી આપ જ યથાર્થ નામવાળા શંકર છો કિન્તુ (સંહાર કરનાર હોવાથી) રૂદ્રાદિ એ શંકર નથી. હે ધીર! રત્નત્રયરૂપ મોક્ષમાર્ગની વિધિના કરવાથી-બતાવવાથી આપ જ ધાતા-સરજનહાર છો કિન્તુ (વેદોપદેશના બ્હાને નરકના માર્ગને ઉઘાડનાર) બ્રહ્માદિ એ ધાતા નથી. હે ભગવન્! આપ જ આજન્મ પરાર્થવ્યસની આદિ ગુણવાળા હોવાથી પ્રગટપણે પુરૂષોને વિષે ઉત્તમ છો કિન્તુ (ગોપીઓની સાથે રાસલીલા અને કપટક્રિયાદિ કરનાર) વિષ્ણુ એ પુરૂષોત્તમ નથી. (૨)

એવા દેવાધિદેવને અદ્વિતીય ભક્તિથી નમસ્કાર કરતાં સ્તુતિકાર મહર્ષિ ફરમાવે છે કે—

"तुभ्यं नमस्त्रिभुवनार्तिहराय नाथ !,
तुभ्यं नमः क्षितितलामलभूषणाय ।
तुभ्यं नमस्त्रिजगतः परमेश्वराय,
तुभ्यं नमो जिन ! भवोदधिशोषणाय ॥३॥"

સદ્‌વચન અને સત્ક્રિયા વડે વિશ્વત્રયની પીડાના નાશક હે નાથ! આપને જ એક નમસ્કાર થાઓ. (સર્વ જીવોના કષ્ટને નાશ કરનાર હોય તેજ એક વન્દનીય છે, બીજા નહિ.) ભૂપીઠના નિર્મળ અલંકાર તુલ્ય અથવા ક્ષિતિ-પૃથ્વી તલ-પાતાલ અમલ-સ્વર્ગ એમ ત્રણ ભુવનના ભૂષણભૂત હે સ્વામિન્! આપને જ એક નમસ્કાર છે. (નિર્મળ જ્ઞાન અને ચારિત્રથી યુક્ત હોય તેજ નમસ્કરણીય છે, બીજા નહિ.) ત્રણ લોકના પ્રકૃષ્ટનાથ! હે ઈશ! આપને જ એક નમસ્કાર છે. (ત્રણ લોકનું ત્રાણ-રક્ષણ કરવા સમર્થ હોય તેજ એક વન્દનીય છે, બીજા નહિ.) સંસારસાગરનું શોષણ કરનાર હે જિન! આપને જ એક નમસ્કાર થાઓ. (દુરન્ત સંસાર-સાગરનું જેઓ શોષણ કરનાર છે તેઓ જ વન્દનીય છે, બીજા નહિ.) (૩)

" यो विश्वं वेद वेद्यं जननजलनिधेर्भङ्गिनः पारदृश्वा,
पौर्वापर्याऽविरुद्धं वचनमनुपमं, निष्कलङ्कं यदीयम् ।
तं वन्दे साधुवन्द्यं सकलगुणनिधिं ध्वस्तदोषद्विषन्तम्,
बुद्धं वा वर्धमानं शतदलनिलयं केशवं वा शिवं वा ॥४॥"

જેમણે જ્ઞેય એવા વિશ્વને જાણ્યું છે, જેઓ જન્મરૂપી સમુદ્રની લહરીના પારદષ્ટા છે, જેમનું વચન-આગમ અનુપમ, કલંકરહિત અને પૂર્વાપરવિરોધ રહિત છે, જે સાધુ-પુરૂષોને વન્દનીય છે, જે સકલ ગુણના નિધાન છે અને ક્રોધ રૂપી શત્રુના વિનાશક છે. તે નામથી બુદ્ધ, વર્દ્ધમાન, બ્રહ્મા કૃષ્ણ કે મહાદેવ ગમે તો હો: તેને હું વન્દન કરૂં છું. (૪)

" यं शैवास्समुपासते शिव इति ब्रह्मेति वेदान्तिनो,
बौद्धा बुद्ध इति प्रमाणपटवः कर्त्तेति नैयायिकाः ।
अर्हन्नित्यथ जैनशासनरताः कर्मेति मीमांसकाः,
सोऽयं मे विदधातु वाञ्छितफलं, त्रैलोक्यनाथो हरिः ॥५॥ "

જેમની શૈવપન્થાનુયાયીઓ શિવ તરીકે, વેદાન્તિઓ બ્રહ્મા તરીકે, બૌદ્ધો બુદ્ધ તરીકે, પ્રમાણમાં કુશલ એવા નૈયાયિકો કર્તા તરીકે, મીમાંસકો કર્મ તરીકે અને જૈનશાસમાં રક્ત જૈનો અરિહંત તરીકે ઉપાસના કરે છે તે આ ત્રણલોકના નાથ હરિ મને વાંછિત ફળને આપો. (૫)

त्यक्तस्वार्थः परहितरतः सर्वदा सर्वरूपं,
सर्वाकारं विविधमसमं यो विजानाति विश्वम् ।
ब्रह्मा विष्णुर्भवतु वरदः शङ्करो वा हरो वा,
यस्याचिन्त्यं चरितमसमं भावतस्तं प्रपद्ये ॥ ६ ॥" -

સ્વાર્થના ત્યાગી અને પરહિતમાં રક્ત એવા જે સર્વદા સર્વધમથી યુક્ત, સર્વ આકારથી યુક્ત એવા જે અનુપમ અને વિચિત્ર એવા વિશ્વને જાણે છે તેમજ જેમનુ ચરિત્ર અનુપમ અને અચિન્ત્ય છે તે બ્રહ્મા હો વિષ્ણુ હો વરદ હો શકર હો કે મહાદેવ હો તેમને હું ભાવથી સ્વીકારૂં છું (૬)

" त्वं शङ्करः सर्वजनेष्टकर्त्ता, ब्रह्मा त्वमेवाखिलब्रह्मनिष्ठः ।
त्वमेव सत्यं पुरुषोत्तमोऽसि, त्वमेव बुद्धः सकलार्थवेदिन् ॥७॥"

હે નાથ ! સર્વજનને ઇષ્ટ કરનાર હોવાથી આપ જ શંકર છો, અખિલ બ્રહ્મમાં નિષ્ઠાવાળા હોવાથી આપજ બ્રહ્મા છો, આપજ સાચા પુરૂષોત્તમ-કૃષ્ણ છો અને હે સકલ અર્થના જ્ઞાતા પ્રભુ! આપ જ બુદ્ધ છો. (૭)

## પ્રકરણ–આઠમું.

# દેવાધિદેવના–અતિશયો.

અતિશય–સમસ્ત જગતથી ચઢીયાતી અવસ્થા–લોકમાં ચમત્કાર પેદા કરનારી જીવનની લોકોત્તર સ્થિતિ–જે ચોત્રીસ અતિશયોના નામથી પ્રસિદ્ધ છે, તે–જન્મથી ચાર, કર્મક્ષયથી અગિઆર અને કેવળજ્ઞાન થયા પછી દેવકૃત ઓગણીસ એમ અનુક્રમે ચોત્રીસે અતિશયોનું હૃદયંગમ વર્ણન નીચેના સુરમ્ય પદ્યરત્નોમાં કલિકાલ સર્વજ્ઞ ભગવાન શ્રીહેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ અભિધાનચિન્તામણિકોષના દેવાધિદેવકાંડમાં આ પ્રમાણે કર્યું છે—

" तेषां च देहोऽद्भुतरूपगन्धो, निरामयः स्वेदमलोज्झितश्च ।
श्वासोऽब्जगन्धो रुधिरामिषं तु, गोक्षीरधाराधवलं ह्यविस्रम् ॥१॥"

શ્રી તીર્થંકર દેવોની કાયા અદ્‌ભુત–લોકોત્તર રૂપ અને ગન્ધવાલી, નિરામય–નિરોગી તથા સ્વેદ અને મલથી રહિત હોય છે. ઉચ્છવાસનિઃશ્વાસરૂપ શ્વાસ કમલસમાન સુગંધવાળો તથા માંસ અને શોણિત–લોહી ગાયના દૂધની જેમ ઉજ્જવળ અને દુર્ગન્ધ વિનાનું હોય છે. ૧

" आहारनीहारविधिस्त्वदृश्य–श्चत्वार एतेऽतिशयाः सहोत्थाः ।
क्षेत्रे स्थितिर्योजनमात्रकेऽपि, नृदेवतिर्यग्जनकोटिकोटेः ॥ २ ॥"

આહાર-ભોજન તથા નીહાર-મૂત્રપુરીષનો ત્યાગ, એ બન્ને ક્રિયા અદૃશ્ય-ચર્મચક્ષુને અગોચર હોય છે. અર્થાત્ કેવળ અને અવધિ આદિ અતીન્દ્રિય ચક્ષુવાળા જ જોઈ શકે છે. આ ચારે અતિશયો તીર્થંકરોને જન્મથી સાથેજ હોય છે. હવે કર્મક્ષય-જનિત અતિશયોને કહે છે. માત્ર યોજનપ્રમાણ ક્ષેત્રવાળી સમવસરણ ભૂમિમાં મનુષ્ય, દેવતા અને તિર્યંચોની ક્રોડા ક્રોડ સંખ્યામાં અવસ્થિતિ હોય છે. ૨

"वाणी नृतिर्यक्सुरलोकभाषा-संवादिनी योजनगामिनी च ।
भामण्डलं चारु च मौलिपृष्ठे, विडम्बिताहर्पतिमण्डलश्रि ॥३॥"

વાણી-અર્ધમાગધીભાષા મનુષ્ય તિર્યંચ અને દેવતાઓને પોતપોતાની ભાષામાં પરિણમી જાય છે તથા એક યોજન-પ્રમાણ ક્ષેત્રમાં વ્યાપી જાય છે તથા મસ્તકના પાછલા ભાગમાં સૂર્યના બિમ્બની શોભાને પણ તિરસ્કાર કરનારૂં મનોહર તેજનું મંડળ-ભામંડળ હોય છે. ૩

"साग्रे च गव्यूतिशतद्वये रुजा, वैरेतयो मार्यतिवृष्ट्यवृष्टयः ।
दुर्भिक्षमन्यस्वकचक्रतो भयं, स्यान्नैत एकादश कर्मघातजाः ॥४॥"

બસો ગાઉથી અધિક (બે કોશનો એક ગાઉ એવા બસો ગાઉ એટલે ચારસો કોશ અને પચીસ યોજન અધિક) એટલે સવાસો યોજનપર્યંત રોગ-જ્વરાદિ, વૈર-પરસ્પર વિરોધ, ઇતિ-ધાન્યાદિને ઉપદ્રવ કરનાર પુષ્કળ ઉંદરાદિની ઉત્પત્તિ, મારિ-મરકી, અતિવૃષ્ટિ-નિરંતર વરસાદ, અવૃષ્ટિ-સર્વથા વૃષ્ટિનો અભાવ, દુર્ભિક્ષ-ભિક્ષાનો અભાવ તથા સ્વરાષ્ટ્ર અને પરરાષ્ટ્રનો ભય થતાં નથી. એમ અગિઆર અતિશયો ચાર ઘાતિ કર્મોના ક્ષયથી ઉત્પન્ન થાય છે. ૪

હવે દેવકૃત ઓગણીસ અતિશયોને કહે છે—

"खे धर्मचक्रं चमराः सपादपीठं मृगेन्द्रासनमुज्ज्वलं च ।
छत्रत्रयं रत्नमयध्वजोऽङ्घ्रिन्यासे च चामीकरपङ्कजानि ॥ ५ ॥"

આકાશમાં ધર્મચક્ર–ધર્મપ્રકાશક ચક્ર, ચામરો, પાદપીઠ સહિત સ્વચ્છ સ્ફટિકમય ઉજ્જ્વળ સિંહાસન, ત્રણછત્ર, રત્નમય ધ્વજ તથા પાદન્યાસ માટે નવ સુવર્ણ કમળો. ૫

"वप्रत्रयं चारु चतुर्मुखाङ्गता, चैत्यद्रुमोऽधोवदनाश्च कण्टकाः ।
द्रुमानतिर्दुन्दुभिनाद उच्चकैर्वातोऽनुकूलः शकुनाः प्रदक्षिणाः ॥६॥"

તથા સમવસરણમાં રત્ન, સુવર્ણ અને રૂપ્યમય ત્રણ મનોહર વપ્ર–ગઢ, (કીલ્લાઓ) ચાર મુખ, ચૈત્ય–અશોક વૃક્ષ, કાંટાઓ અધોમુખવાળા, વૃક્ષોની નમ્રતા, ભુવનવ્યાપી ઉચ્ચ દુન્દુભિનો ધ્વનિ, સુખકર અનુકૂળ વાયુ, પ્રદક્ષિણાપૂર્વક ગતિ કરનારા પક્ષિઓ. ૬

"गन्धाम्बुवर्षं बहुवर्णपुष्पवृष्टिः कचश्मश्रुनखाप्रवृद्धिः ।
चतुर्विधाऽमर्त्यनिकायकोटिर्जघन्यभावादपि पार्श्वदेशे ॥ ७ ॥"

સુગન્ધી ઉદકની વૃષ્ટિ, પાંચવર્ણવાળા જાનુપ્રમાણ પુષ્પોની વૃષ્ટિ, કેશ, રોમ કૂર્ચ (દાઢીમૂછ) અને હાથપગના નખની અવૃદ્ધિ–અવસ્થિતપણું, તથા ભવનપતિ આદિ ચતુર્વિધ દેવ-નિકાયોની જઘન્યથી પણ સમીપમાં એક ક્રોડની સંખ્યા. ૭

"ऋतूनामिन्द्रियार्थानामनुकूलत्वमित्यमी ।
एकोनविंशतिर्दैव्याश्चतुस्त्रिंशच्च मीलिताः ॥ ८ ॥"

તથા ઋતુઓ (વસન્તાદિ) અને ઇન્દ્રિયાર્થો (સ્પર્શ, રસ, ગન્ધ, રૂપ અને શબ્દો)ની અનુકૂળતા, (પુષ્પાદિની સામગ્રીયો

વડે મનોજ્ઞ વિષયોનો પ્રાદુર્ભાવ અને અમનોજ્ઞ વિષયોનો અપકર્ષ) એ ઓગણીસ અતિશયો દેવકૃત હોય છે. ૮

આ દેવકૃત અતિશયોનું વર્ણન કોઈ જગ્યાએ જુદી રીતે પણ મળે છે, તે મતાન્તર સમજવો એ રીતે સહજથી ચાર અને કર્મક્ષયથી અગિઆરની સાથે ઓગણીસને મેળવવાથી કુલ ચોત્રીસ અતિશયો થાય છે

શ્રી દેવાધિદેવના ઉપરોક્ત અતિશયોની વાતમાં આજકાલ કેટલાક સદેહ ઉઠાવે છે અને અતિશયોનું વર્ણન અતિશયોક્તિ રૂપ છે એમ ઠરાવવા મથે છે પોતાની એ વાતના સમર્થનમાં તેઓ સ્તુતિકાર શ્રી **સમતભદ્રાચાર્ય**ના બનાવેલા દેવાધિદેવ સ્તોત્રનો પ્રથમ શ્લોક પ્રમાણ તરીકે રજુ કરે છે તે શ્લોકમાં જણાવ્યું છે કે-

" देवागमनभोयान,-चामरादिविभूतयः ।
मायाविष्वपि हश्यन्ते, नाऽतस्त्वमसि नो महान् ॥१॥ "

દેવોનું આગમન, આકાશમાં ગમન અને છત્રચામરાદિની વિભૂતિઓ માયાવી-ઈન્દ્રજાલિકોમાં પણ દેખાય છે. માટે હે દેવ! એ (વિભૂતિઓના) કારણે અમે આપને મોટા માનીએ છીએ, એમ નથી-૧ આપ અમારે મન મહાન્ છો, એમાં આપની વિભૂતિઓ કારણ નથી પરન્તુ આપનું સત્ય, અવિસંવાદિ અને યુક્તિસગત વચન, એજ મુખ્ય કારણ છે ૧

સ્તુતિકાર શ્રી **સમન્તભદ્રાચાર્ય**ના ઉપરોક્ત શ્લોકમાં દેવાધિદેવની વિભૂતિઓ કે અતિશયોનો ઇન્કાર કરવામાં આવ્યો છે, એમ કોઇ પણ સમદષ્ટિવાંચકથી કહી શકાશે નહિ પરન્તુ

હવે દેવકૃત ઓગણીસ અતિશયોને કહે છે—

"खे धर्मचक्रं चमराः सपादपीठं मृगेन्द्रासनमुज्ज्वलं च ।
छत्रत्रयं रत्नमयध्वजोऽङ्घ्रिन्यासे च चामीकरपङ्कजानि ॥ ५ ॥"

આકાશમાં ધર્મચક્ર–ધર્મપ્રકાશક ચક્ર, ચામરો, પાદપીઠ સહિત સ્વચ્છ સ્ફટિકમય ઉજ્જવળ સિંહાસન, ત્રણછત્ર, રત્નમય ધ્વજ તથા પાદન્યાસ માટે નવ સુવર્ણ કમળો. ૫

"वप्रत्रयं चारु चतुर्मुखाङ्गता, चैत्यद्रुमोऽधोवदनाश्च कण्टकाः ।
द्रुमानतिर्दुन्दुभिनाद उच्चकैर्वातोऽनुकूलः शकुनाः प्रदक्षिणाः ॥६॥"

તથા સમવસરણમાં રત્ન, સુવર્ણ અને રૂપ્યમય ત્રણ મનોહર વપ્ર–ગઢ, (કીલ્લાઓ) ચાર મુખ, ચૈત્ય–અશોક વૃક્ષ, કાંટાઓ અધોમુખવાળા, વૃક્ષોની નમ્રતા, ભુવનવ્યાપી ઉચ્ચ દુન્દુભિનો ધ્વનિ, સુખકર અનુકૂળ વાયુ, પ્રદક્ષિણાપૂર્વક ગતિ કરનારા પક્ષિઓ. ૬

"गन्धाम्बुवर्षं बहुवर्णपुष्पवृष्टिः कचश्मश्रुनखाप्रवृद्धिः ।
चतुर्विधाऽमर्त्यनिकायकोटिर्जघन्यभावादपि पार्श्वदेशे ॥ ७ ॥"

સુગન્ધી ઉદકની વૃષ્ટિ, પાંચવર્ણવાળા જાનુપ્રમાણ પુષ્પોની વૃષ્ટિ, કેશ, રોમ કૂર્ચ (દાઢીમૂછ) અને હાથપગના નખની અવૃદ્ધિ–અવસ્થિતપણું, તથા ભવનપતિ આદિ ચતુર્વિધ દેવ-નિકાયોની જઘન્યથી પણ સમીપમાં એક ક્રોડની સંખ્યા. ૭

"ऋतूनामिन्द्रियार्थानामनुकूलत्वमित्यमी ।
एकोनविंशतिर्दैव्याश्चतुस्त्रिंशच्च मीलिताः ॥ ८ ॥"

તથા ઋતુઓ (વસન્તાદિ) અને ઇન્દ્રિયાર્થો (સ્પર્શ, રસ, ગન્ધ, રૂપ અને શબ્દો)ની અનુકૂળતા, (પુષ્પાદિની સામગ્રીએ

વડે મનોજ્ઞ વિષયોનો પ્રાદુર્ભાવ અને અમનોજ્ઞ વિષયોનો અપકર્ષ) એ ઓગણીસ અતિશયો દેવકૃત હોય છે ૮

આ દેવકૃત અતિશયોનું વર્ણન કોઈ જગ્યાએ જુદી રીતે પણ મળે છે, તે મતાન્તર સમજવો એ રીતે સહજથી ચાર અને કર્મક્ષયથી અગિઆરની સાથે ઓગણીસને મેળવવાથી કુલ ચોત્રીસ અતિશયો થાય છે

શ્રી દેવાધિદેવના ઉપરોક્ત અતિશયોની વાતમા આજકાલ કેટલાક સદેહ ઉઠાવે છે અને અતિશયોનું વર્ણન અતિશયોક્તિ રૂપ છે એમ ઠરાવવા મથે છે પોતાની એ વાતના સમર્થનમા તેઓ સ્તુતિકાર શ્રી **સમતભદ્રાચાર્ય**ના બનાવેલા દેવાધિદેવ સ્તોત્રનો પ્રથમ શ્લોક પ્રમાણ તરીકે રજુ કરે છે તે શ્લોકમા જણાવ્યું છે કે–

" देवागमनभोयान,–चामरादिविभूतय ।
मायाविष्वपि दृश्यन्ते, नाऽतस्त्वमसि नो महान् ॥१॥ "

દેવોનુ આગમન, આકાશમા ગમન અને છત્રચામરાદિની વિભૂતિઓ માયાવી–ઈન્દ્રજાલિકોમા પણ દેખાય છે માટે હે દેવ ! એ (વિભૂતિઓના) કારણે અમે આપને મોટા માનીએ છીએ, એમ નથી–૧ આપ અમારે મન મહાન્ છો, એમા આપની વિભૂતિઓ કારણ નથી પરન્તુ આપનું સત્ય, અવિસવાદિ અને યુક્તિસગત વચન, એજ મુખ્ય કારણ છે ૧

સ્તુતિકાર શ્રી **સમન્તભદ્રાચાર્ય**ના ઉપરોક્ત શ્લોકમાં દેવાધિદેવની વિભૂતિઓ કે અતિશયોનો ઇન્કાર કરવામા આવ્યો છે, એમ કોઇ પણ સમદષ્ટિવાચકથી મ્હી શકાશે નહિ પરન્તુ

એ શ્લોકમાં એટલુંજ કહેવામાં આવ્યું છે કે-કેવલ અતિશયો કે વિભૂતિઓની વાતો ઉપરથી જ અમે દેવાધિદેવ શ્રી જિનેશ્વર મહાન છે, એમ સિદ્ધ કરવા માંગતા નથી કારણ કે તે વિભૂતિઓ તો માયાવીઓમાં પણ સુલભ છે. દેવાધિદેવ શ્રીજિનેશ્વરની મહત્તા વિભૂતિઓ ઉપરાંત તેમના અવિસંવાદિ, પૂર્વાપરઅવિરૂદ્ધ અને સફલપ્રવૃત્તિજનક વચનથી સિદ્ધ થાય છે, જે બીજામાં નથી. લક્ષણ એવું બાંધવું જોઈએ કે અતિવ્યાપ્તિ, અવ્યાપ્તિ અને અસંભવદોષથી રહિત હોય. દેવાધિદેવની મહત્તાના લક્ષણ તરીકે ચામરાદિ વિભૂતિઓને લેવાથી એ લક્ષણ અતિવ્યાપ્ત બની જાય છે અને અવિસંવાદિ વચનને અંગીકાર કરવાથી લક્ષણ શુદ્ધ બને છેઃ એટલુંજ એ શ્લોકનું તાત્પર્ય છે. ચામરાદિ વિભૂતિઓ એ કાંઈ દેવાધિદેવનું લક્ષણ નથી પણ ઉપલક્ષણ જરૂર છે એ વાતને જણાવતાં શાસ્ત્રકારો અન્યત્ર ફરમાવે છે કે—

" पुण्योदयभवैर्भावैर्मतं क्षायिकसंगतैः ।
महत्त्वं महनीयस्य, बाह्यमाभ्यन्तरं तथा ॥ १ ॥

यद्विरभ्युदयादर्शी भवत्यन्तर्गतो गुणः ।
मणेः पटावृतस्यापि बहिर्ज्योतिरुदञ्चति ॥ २ ॥"

ક્ષાયિક ગુણોની સાથે શ્રીતીર્થંકર નામકર્મ આદિ પુણ્યના ઉદયથી થયેલા ભાવો પણ મળેલા હોય છે તેથી પૂજ્ય શ્રીજિનેશ્વરદેવોની મહત્તા બાહ્ય તથા અભ્યંતર ઉભય રીતે મનાયેલી છે. અન્તર્ગત ગુણ બાહ્ય અભ્યુદયને પણ જણાવનારો હોય છે. વસ્ત્રથી ઢંકાયેલ મણિની જ્યોતિ વસ્ત્રની બહાર પણ શું પ્રગટ નથી થતી ? અવશ્ય થાય છે. (૧-૨)

શ્રી જિનેશ્વરદેવના અતિશયોની વાત પાછળથી કલ્પી કાઢેલી છે એમ બોલનારે સમજવું જોઇએ કે શ્રી સમવાયાંગાદિ મૂલ આગમોમાં પણ તે વાત કહેલી છે અને ત્યાર પછીના ચૌદ પૂર્વધર નિર્યુક્તિકાર મહર્ષિઓથી માંડી પ્રત્યેક પ્રામાણિક ગ્રન્થકારોએ તે વાતનું સમર્થન કરેલું છે શ્રી અરિહંત પરમાત્માના રૂપનું વર્ણન કરતાં આવશ્યકનિર્યુક્તિ આદિ મૂળ આગમોમાં ફરમાવ્યું છે કે—

" सव्वसुरा जइरूवं, अंगुट्ठपमाणयं विउव्विज्जा ।
जिणपायंगुट्ठं पइ न सोहए तं जहिंगालो ॥ १ ॥ "

'ચારે નિકાયના સર્વ દેવો જો પોતાના રૂપને એક અંગુષ્ઠપ્રમાણ વિકુર્વે, તો તે ( અગૂઠો ) શ્રીજિનેશ્વરદેવના પગના અગૂઠા આગળ એક કોલસાની જેમ શોભતો નથી ૧

[ આ૦ નિ૦ ગા ૫૬૯ ]

શ્રી જિનેશ્વરોના બલનું વર્ણન કરતાં શ્રી નિર્યુક્તિકાર આદિ મહર્ષિઓ ફરમાવે છે કે–આ જગતમાં જેમ માણસ કરતાં બળદમાં, બળદ કરતાં ઘોડામાં, ઘોડા કરતાં પાડામાં, પાડા કરતાં હાથીમાં, હાથી કરતાં સિંહમાં, સિંહ કરતાં અષ્ટાપદ વિગેરે પશુઓમાં બળની તરતમતા પ્રત્યક્ષ પ્રમાણથી અનુભવાય છે તેમ પુણ્યના પ્રાગ્ભારથી બળદેવ, વાસુદેવ, ચક્રવર્તી આદિ મનુષ્યોમાં તથા નાગેન્દ્ર, અસુરેન્દ્ર અને સુરેન્દ્ર આદિ દેવોમાં પણ બળની તરતમતા રહેલી છે. શ્રીજિનેશ્વરદેવોમાં પુણ્યના અતિશય પ્રાગ્ભારથી એ બલ સર્વોત્કૃષ્ટપણાને પામેલું છે કહ્યું છે કે શ્રીજિનેશ્વરદેવની ટચલી આંગલીમાં અનંત ઈંદ્રનું બલ હોય છે અને એ બલનું વ્યાવહારિક માપ કાઢતાં એક સ્થળે ફરમાવ્યું છે કે–

૧૨ યોદ્ધાનું બળ ૧ ગોધા (આખલા)માં હોય છે. ૧૦ ગોધાનું બળ ૧ ઘોડામાં હોય છે. ૧૨ ઘોડાનું બળ ૧ પાડામાં હોય છે. ૧૫ પાડાનું બળ ૧ હાથીમાં હોય છે. ૫૦૦ હાથીનું બળ એક સિંહમાં હોય છે. ૨૦૦૦ સિંહનું બળ ૧ અષ્ટાપદમાં હોય છે. ૧૦ લાખ અષ્ટાપદનું બળ ૧ બળદેવમાં હોય છે. ૨ બળદેવનું બળ ૧ *વાસુદેવમાં હોય

---

* વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમ વિશેષથી વાસુદેવના બલના અતિશયનું વર્ણન કરતાં નિયુક્તિકાર ભગવાન શ્રુતકેવલી શ્રીભદ્રબાહુસ્વામિજી આવશ્યક નિર્યુક્તિના મૂળમાં ફરમાવે છે કે–

" सोलरा रायसहस्सा सव्वबलेणं तु संकलनिबद्धं ।
अंछंति वासुदेवं अगडतडमि ठियं संते ॥ ७१ ॥

घेत्तूण सकलं सो, वामगहत्थेण अछमाणाणं ।
भुंजिज्ज व लिंपिज्ज व, महुमहणं ते न चायंति ॥ ७२ ॥ "

એક બાજુ સોળ હજાર રાજાઓ પોતાના સર્વબલથી–હાથી, ઘોડા, રથ અને પદાતિ વિગેરેના સામટા બલથી કૂવાના કિનારે ઉભા રહેલા અને સાંકલથી બંધાએલા વાસુદેવને ખેંચે તો વાસુદેવ ન ખેંચાય પણ અવજ્ઞાપૂર્વક ડાબા હાથ વડે તે સાંકલને પકડી વાસુદેવ ખેંચે, તો બધા ય ભોંય ભેગા થઇ જાય અથવા નાશ પામે. ૭૧–૭૨

" दो सोला बत्तीसा, सव्वबलेणं तु संकलनिबद्धं ।
अंछंति चक्कवट्टिं, अगडतडम्मि ठियं संतं ॥ ७३ ॥

" घेत्तूण संकलं सो, वामगहत्थेण अंछमाणाणं ।
भुंजिज्ज व लिंपिज्ज व, चक्कहरं ते न चायंति ॥ ७४ ॥ "

[ વધુ નોંધ ૫૯ મા પાનામાં. ]

છે ૨ વાસુદેવનુ બળ ૧ ચક્રવર્તીમાં હોય છે ૧૦ લાખ ચક્રવર્તિનું બળ ૧ નાગેન્દ્રમાં હોય છે ૧ ક્રોડ નાગેન્દ્રનું બળ ૧ ઇન્દ્રમાં હોય છે અને અનત ઇન્દ્રનું બળ શ્રી જિનેશ્વરની ૧ ટચલી આંગળીમાં હોય છે.

અહીં કોઈ શકા કરે કે-વૈક્રિય શરીરને ધારણ કરનારા દેવો તથા તેમના ઇન્દ્રો કરતા પણ અધિક બળ રસરૂધિરાદિ સાત ધાતુઓથી બનેલા શ્રીજિનેશ્વરોના ઔદારિક શરીરમાં શી રીતે સંભવી શકે? તેનો જવાબ એ છે કે-ઇન્દ્રો કરતાં પણ અનંતબલી શ્રીજિનેશ્વર દેવો બલવાન શરીરને ધારણ કરનારા છે એ માટે જ એ શરીરનું નામ ઔદારિક પડેલું છે કર્મવિપાક નામના પ્રથમ કર્મ-ગ્રન્થની ટીકામાં કહ્યુ છે કે-

---

[ ૫૮ મા પાનાથી આગળની નોધ. ]

બત્રીસ હજાર રાજાઓ પોતાના સર્વબલથી સમન્વિત થઇને કૂવાના કિનારે રહેલા અને સાકળથી બધાયેલા ચક્રવર્તીને ખેચે તો ચક્રવર્તી ન ખેચાય પણ ડાબા હાથ વડે તે સાકળને પકડી ચક્રવર્તી ખેચે તો બધા ય ભોય ભેગા થઇ જાય અથવા નાશ પામે ૭૩-૭૪

" ज केसवस्स उ बल, त दुगुग होइ चक्कवट्टिस्स ।
तत्तो बला बलवगा, अपरिमियबला जिणवरिंदा ॥ ७५ ॥"

વાસુદેવને જે બલ હોય છે તેના કરતા બમણુ બલ ચક્રવર્તીને હોય છે, સામાન્ય મનુષ્યો કરતા બળદેવો બળવાન હોય છે અને શ્રી જિનવરેન્દ્રો તો અપરિમિત બલવાળા હોય છે કારણ કે-તેમને સમસ્તવીર્યાન્તરાયનો ક્ષય થયેલો હોય છે. ૭૫

"तत्र उदारं नाम प्रधानम्, प्राधान्यं चाऽस्य तीर्थङ्कर-गणधरशरीराऽपेक्षया, ततोऽन्यस्यानुत्तरसुरशरीरस्याऽपि अनन्तगुणहीनत्वात् ।"

'ઉદાર એટલે પ્રધાન. એ પ્રધાનતા શ્રી તીર્થંકર અને ગણધર ભગવંતોના શરીરની અપેક્ષાએ છે. તેમના શરીરથી અનુત્તરદેવતાઓનું શરીર પણ અનંતગુણહીન હોય છે.'

દેવો કરતાં મનુષ્યોનું બળ અધિક ન જ હોય એવો નિયમ નથી પણ નિયમ એ છે કે દેવોને જેવું જન્મથી અણુ, મહત્, એકાનેક, દશ્યાદશ્યાદિ વિવિધ ક્રિયાઓ કરી શકનારૂં વૈક્રિય શરીર મળે છે તેવું મનુષ્યોને મળી શકતું નથી. પરન્તુ તપ વિગેરેની સાધનાથી મનુષ્યનું શરીર એથી પણ અધિક શક્તિઓને ધારણ કરનારૂં બને છે. જે લબ્ધિ અને સિદ્ધિઓને મનુષ્યો મેળવી શકે છે તે દેવતાઓને મળવી અસંભવિત હોય છે. વૈક્રિય શરીરથી પણ અધિક સામર્થ્યવાળું, અત્યન્ત શુભ, સ્વચ્છ સ્ફટિકની શિલા જેવા અતિ ઉજ્જવળ પુદ્ગલના સમૂહથી બનેલું, અન્યક્ષેત્રમાં રહેલા તીર્થંકરાદિની પાસે જઈ પ્રશ્ન પૂછી અંતર્મુહૂર્તમાં પાછું ફરનારૂં એવું ચૌદ પૂર્વધરોએ આહારક લબ્ધિથી બનાવેલું આહારક શરીર પણ બનાવવાની તાકાત દેવતાઓમાં હોતી નથી કિન્તુ મનુષ્યોમાં જ હોય છે. એ જ રીતે પરમાવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, કેવળજ્ઞાન, આહારક લબ્ધિ, ઉપશમશ્રેણિ, ક્ષપકશ્રેણિ, પુલાક-લબ્ધિ, ક્ષીરાશ્રવ, મધ્વાશ્રવ, સર્પિરાશ્રવ, વિગેરે લબ્ધિઓ; કોષ્ઠબુદ્ધિ, બીજબુદ્ધિ, પદાનુસારિલબ્ધિ, અક્ષીણમહાનસ, અક્ષીણમહાલય, આમર્શૌષધિ, વિપ્રુડૌષધિ, શ્લેષ્મૌષધિ,

જલ્લૌષધિ, અને સભિન્નશ્રોતોલબ્ધિ ચારણ તથા આશીવિષ વિગેરે લબ્ધિઓ મનુષ્યોને હોય છે કિન્તુ દેવોને હોતી નથી શ્રીજિનેશ્વરદેવોના આત્માઓ અનેક ભવોની શુભ આરાધનાઓના પ્રતાપે છેલ્લાભવમા જન્મથીજ બાહ્ય અભ્યંતર અનેક અતિશયોને ધારણ કરનારા હોય છે તેમા તેમનું શરીર બળ પણ ઉપરોક્ત કથન મુજબ અપરિમિત બલવાળુ હોય છે અને એજ કારણે જન્મના પ્રથમ દિવસે પણ એક યોજનના નાળચાવાળા તથા પચીસ યોજન પ્રમાણ મોટા એવા એક ક્રોડને સાઠ લાખ (૧,૬૦,૦૦,૦૦૦) કળશો વડે મેરૂગિરિ ઉપર ઇન્દ્રાદિક દેવોવડે તેઓનો જન્માભિષેક કરાય છે, તોપણ તેઓને લેશ માત્ર પણ શ્રમ કે ખેદ ઉત્પન્ન થતો નથી ભગવાન મહાવીરપરમાત્માના જન્મ મહોત્સવ સમયે ઇન્દ્રને શકા થઇ હતી કે નાના શરીરવાળા આ ભગવાન આટલા મોટા જલના ભારને કેમ સહન કરી શકશે ? એ શકાનું નિવારણ કરવા માટે ભગવાને ડાબા પગના અગૂઠાવડે મેરૂગિરિના શિખરને સામાન્ય રીતે દબાવ્યું હતું કે જેના પરિણામે સમસ્ત પર્વત કપી ગયો હતો, પૃથ્વી હાલી ગઈ હતી અને સમુદ્ર પણ ક્ષોભાયમાન થઇ ગયો હતો

કેટલાકો મેરૂના આ પ્રકમ્પની વાતને વિષ્ણુએ ઉપાડેલા ગોવર્ધનપર્વતની સાથે કે તેવી જ બીજી અતિશયોક્તિ ભરેલી વાતોની સાથે સરખાવે છે, તેઓએ સમજવુ જોઇએ કે જિનેશ્વરોના અતુલ બલની વાત યુક્તિ, અનુભવ અને આગમ એ ત્રણે પ્રમાણથી જેવી રીતે સિદ્ધ છે તેવી રીતે અન્યત્ર નથી

" શ્રુતયો વિભિન્ના સ્મૃતયોઽપિ ભિન્ના ।
નૈકો [illegible] વચો ન ભિન્નમ્ ॥ "

અન્ય દર્શનોમાં શ્રુતિઓ જુદું કહે છે અને સ્મૃતિઓ વળી તેથી જુદું કહે છે. પરસ્પર પણ એકેને ય મેળ નથી. તેઓએ માનેલા મુનિઓમાંથી પણ એક પણ મુનિનું વચન એક સરખું નથી. કપિલ મુનિનું કહેલું જુદું છે. ગૌતમમુનિ એથી જુદું જ કહે છે. પતંજલિમુનિનું કથન વલી એથી પણ ભિન્ન છે. એમ પરસ્પર કોઇના પણ વચનને મેળ નથી. જ્યારે જૈનશાસનમાં સર્વે મુનિઓનું વચન એક સરખું છે. તેમજ સર્વ શાસ્ત્ર અને સિદ્ધાન્તની એક વાકયતા છે. કોઈ પણ સ્થળે પરસ્પર કે પૂર્વાપર વિરોધ નથી. જે વિરોધ આવે છે તે પણ માત્ર પાઠાન્તર પૂરતો કે વાચનાન્તરોના કારણે છે. સર્વ તાત્ત્વિક વાતોમાં તો સમાનતા છે. વિષમતાના પ્રસંગે તત્ત્વ કેવલીને ભળાવ્યું છે. એવા નિષ્કલંક આગમોમાં કહેલી વાતને અન્યોની સાથે સરખાવવી, તે શું અમૃતને જ વિષની સાથે સરખાવવા તુલ્ય નથી? શ્રીજિનેશ્વરદેવોના અતિશયની વાતમાં પ્રાચીનમાં પ્રાચીનથી લઇને આધુનિકમાં આધુનિક સર્વશાસ્ત્રો અને શાસ્ત્રાનુસારી સર્વ મુનિઓ સમ્મત છે. તેથી અતિશયોની વાત કલ્પિત નથી પણ એને કલ્પિત કહેનારાઓની વાતો જ કલ્પિત છે. આમ હોવા છતાં પણ શાસ્ત્રસિદ્ધ વસ્તુઓને કલ્પિત કહેવી એમાં સમસ્ત શાસ્ત્રો અને સમસ્ત મુનિજનોનું હડહડતું અપમાન છે. અનંતા તીર્થંકરદેવોની અવજ્ઞા છે. મિથ્યાત્વનો કારમો ઉદય છે. અધ્યાત્મ વિદ્યા અને તેની પ્રક્રિયાનું કારમું અજ્ઞાન છે. આત્મબળ અને તેને વિકસાવનાર આરાધનાનો સદંતર અવિશ્વાસ અને ઉપહાસ છે—

* * *

## પ્રકરણ–નવમું.

# ભગવંતની વાણીના પાંત્રીસ અતિશયો.

શ્રી જિનેશ્વરદેવોની વાણી શબ્દ તથા અર્થ ઉભયની અપેક્ષાએ અતિશયવાળી તથા અમોઘ હોય છે નીચેના પદ્યરત્નો શ્રી જિનેશ્વરદેવની વાણીના અતિશયોને જણાવે છે.

" संस्कारवत्त्वमौदात्य,-मुपचारपरीतता ।
मेघगम्भीरघोषत्वं, प्रतिनादविधायिता ॥ १ ॥ "

સંસ્કારવત્ત્વ-સંસ્કૃતાદિ લક્ષણ–વ્યાકરણ શાસ્ત્રના નિયમો, તેનાથી યુક્ત, ઔદાત્ય-ઉચ્ચ સ્વરે બોલાતી, ઉપચાર પરીતતા–અગ્રામ્યતા ( ગામડીયા જેવી નહિ ), મેઘના સમાન ગંભીર ઘોષવાળી, પ્રતિધ્વનિ–પડઘાને પાડનારી. ૧

" दक्षिणत्वमुपनीत,-रागत्वं च महार्थता ।
अव्याहतत्वं शिष्टत्वं, संशयानामसंभवः ॥ २ ॥ "

દક્ષિણત્વ–સરલતા તથા ઉપનીત રાગતા–માલકોશાદિ ગ્રામરાગથી યુક્તતા–આ સાત અતિશયો શબ્દની અપેક્ષાએ છે. બાકીના અતિશયો અર્થની અપેક્ષાએ છે. મહાર્થતા–મોટા અભિધેયવાળી, અવ્યાહત–પૂર્વાપરવાક્યાર્થના વિરોધ વિનાની વક્તાની શિષ્ટતા સૂચક-અભિમત સિદ્ધાન્તને કહેનારી, અસન્દિગ્ધ–જેમાં સંદેહ ઉત્પન્ન ન થાય તેવી. ૨

" निराकृतान्योत्तरत्वं, हृदयङ्गमतापि च ।
मिथः साकाङ्क्षता प्रस्तावौचित्यं तत्त्वनिष्ठता ॥३॥ "

નિરાકૃતાન્યોત્તરત્વ-પરના દૂષણોથી રહિત, હૃદય-ગ્રાહી, પરસ્પર પદ અને વાકયની સાપેક્ષતાવાળી, પ્રસંગને ઉચિત, દેશકાલને ઉલ્લંઘન નહિ કરનારી, તત્ત્વનિષ્ઠ-વિવક્ષિત વસ્તુ સ્વરૂપને અનુસરનારી. ૩

" अप्रकीर्णप्रसृतत्व,-मस्वश्लाघान्यनिन्दिता ।
आभिजात्यमतिस्निग्ध,-मधुरत्वं प्रशस्यता ॥४॥ "

અપ્રકીર્ણ પ્રસૃતત્વ-સુસંબદ્ધ ( અસંબદ્ધ અધિકાર અને અતિવિસ્તાર વિનાની ), આત્મોત્કર્ષ અને પરનિન્દાથી રહિત આભિજાત્ય-વક્તા અથવા પ્રતિપાદ્ય વિષયની ભૂમિકાને અનુસરતી, અતિસ્નિગ્ધ મધુર-ઘી અને ગોળ વિગેરેની જેમ અતિ સુખકારી, પ્રશસ્ય-ઉપરોક્ત ગુણ યુક્ત હોવાથી શ્લાઘાને પામનારી. ૪

" अमर्मवेधितौदार्यं, धर्मार्थप्रतिबद्धता ।
कारकाद्यविपर्यासो, विभ्रमादिवियुक्तता ॥ ५ ॥"

અમર્મવેધિતા-પરમર્મને નહિ ઉઘાડનારી, ઉદાર-મહાન વિષયને કહેનારી, ધર્મ અને અર્થથી પ્રતિબદ્ધ, કારકાદિ-કારક, કાલ, વચન, લિંગાદિના વ્યત્યયવાળા વચનના દોષથી રહિત, વિભ્રમાદિ-વક્તાના માનસિક દોષો વિક્ષેપાદિ વિનાની. ૫

" चित्रकृत्त्वमद्भुतत्वं, तथानतिविलम्बिता ।
अनेकजातिवैचित्र्यमारोपितविशेषता ॥ ६ ॥"

ચિત્રકૃત્-શ્રોતાઓના ચિત્તને અવિચ્છિન્નપણે આશ્ચર્ય ઉત્પન્ન કરનારી, અદ્‌ભુત, અનતિવિલમ્બિત, અનેક જાતિની વિચિત્રતાઓવાળી-વિવિધ વર્ણનીય-વસ્તુઓને વિવિધ રીતે વર્ણવનારી અન્ય મનુષ્યોના વચનોની અપેક્ષાએ વિશેષતાવાળી (૬)

" सत्त्वप्रधानता वर्णपदवाक्यविविक्तता ।
अव्युच्छित्तिरखेदित्वं, पञ्चत्रिंशच्च वाग्गुणाः ॥७॥ "

સત્ત્વપ્રધાનતા-સાહસવાળી, વર્ણ, પદ અને વાક્યની વિવિક્તતા-પૃથક્તાવાળી, અવ્યુચ્છિત્તિવાળી-વિવક્ષિત અર્થની સમ્યક્‌સિદ્ધિ ન થાય ત્યાં સુધી અવિચ્છિન્નધારાવાળી, અખેદિત્વયુક્ત-વિના પરિશ્રમે બોલાતી, એ રીતે શ્રી જિનેશ્વરદેવોની વાણી પાંત્રીસ અતિશયો-ગુણોએ કરી અલકૃત હોય છે (૭)

  

प्रकरण—दसमुं.

## देवाधिदेवनुं अढार दोषरहितपणु.

" अन्तराया दानलाभवीर्यभोगोपभोगगाः ।
हासो रत्यरती भीतिर्जुगुप्सा शोक एव च ॥१॥
कामो मिथ्यात्वमज्ञानं, निद्रा चाविरतिस्तथा ।
रागो द्वेषश्च नो दोषास्तेषामष्टादशाप्यमी ॥ २ ॥ "

દાનગત અન્તરાય, લાભગત અન્તરાય, વીર્યગત અન્તરાય ભોગગત અન્તરાય અને ઉપભોગગત અન્તરાય, હાસ્ય, રતિ-પદાર્થો ઉપર પ્રીતિ, અરતિ-પદાર્થો ઉપર અપ્રીતિ, ભીતિ-ભય, જુગુપ્સા-ઘૃણા, શોક, કામ, મિથ્યાત્વ-દર્શનમોહ, અજ્ઞાન-મૂઢતા, નિદ્રા, અવિરતિ, રાગ-સુખ અને તેના સાધનને વિષે ગૃદ્ધિ-આસક્તિ અને દ્વેષ-દુઃખ અને તેના સાધનને વિષે ક્રોધ, એ અઢાર દોષો શ્રી અરિહંતદેવોમાં હોતા નથી. ૧-૨

### કૈવલ્યપદનાં નામો.

અઢાર દોષો એ ઘાતિકર્મના પેટા ભેદો છે. એ દોષોનો અભાવ થવાથી-ઘાતિકર્મોનો ક્ષય થવાથી અનુક્રમે કૈવલ્ય-મોક્ષ-પદની પ્રાપ્તિ થાય છે. શાસ્ત્રોમાં એ કૈવલ્યપદના અનેક શુભ નામો વર્ણવ્યાં છે. તેમાંના કેટલાક નામો નીચે મુજબ છે.

મહાનંદપદ, અમૃતસ્થાન, સિદ્ધિગતિ, અપુનર્ભવાવસ્થા શિવપદ, નિઃશ્રેયસપદ, નિર્વાણપદ, બ્રહ્મપદ, નિર્વૃત્તિસ્થાન, મહોદયપદ, સર્વ દુઃખક્ષય, નિર્વાણપદ, અક્ષરપદ, મુક્તિ, મોક્ષ અને અપવર્ગ ઇત્યાદિ-

## કૈવલ્યપદનાં સાધકો

એ પદની અભિલાષાવાળા આત્માઓને મુમુક્ષુ, શ્રમણ, યતિ, વાચયમ, સાધુ, અનગાર, ઋષિ, મુનિ, નિર્ગ્રન્થ, ભિક્ષુ, તપોધન, યોગી, શમભૃત્ અને ક્ષાન્તિમાન્ ઇત્યાદિ શુભનામોથી સંબોધેલા છે તપ, યોગ, સમતા અને ક્ષમા એ એમનું ધન હોય છે

## કૈવલ્યપદનો ઉપાય

કૈવલ્યપદની સાધનાને શાસ્ત્રોમા 'યોગ' પદથી સંબોધેલી છે યોગ એ કૈવલ્યપદ યાને મોક્ષનો ઉપાય છે એ યોગ જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્ર સ્વરૂપ છે યથાવસ્થિત તત્ત્વના અવબોધને જ્ઞાન કહેવાય છે સમ્યક્ તત્ત્વો વિષેની રૂચિને શ્રદ્ધા કહેવાય છે તથા સાવદ્યયોગો–પાપવાળા વ્યાપારોના ત્યાગને ચારિત્ર કહેવાય છે એ ત્રણનો એકત્ર સમાગમ એ મોક્ષનો ઉપાય છે

  

 

પ્રકરણ—અગિયારમું.

# શ્રી જિનેશ્વરદેવના આત્માઓની અનાદિ ઉત્તમતા.

શ્રી જિનેશ્વરદેવના આત્માઓની પુરૂષોત્તમતા જણાવતાં શાસ્ત્રકાર મહર્ષિઓ ફરમાવે છે કે—

"आकालमेते परार्थव्यसनिनः, उपसर्जनीकृतस्वार्थाः, उचितक्रियावन्तः, अदीनभावाः, सफलारम्भिणः, अदृढानुशयाः, कृतज्ञतापतयः, अनुपहतचित्ताः, देवगुरुबहुमानिनः तथा गम्भीराशया इति ।"

શ્રી જિનેશ્વરદેવના આત્માઓ અનાદિકાળથી આ સંસારમાં—

परार्थव्यसनिनः—પરાર્થવ્યસની-પરોપકાર કરવાના વ્યસનવાળા હોય છે.

उपसर्जनीकृतस्वार्थाः—સ્વાર્થને ગૌણ કરવાવાળા હોય છે.

उचितक्रियावन्तः—સર્વત્ર ઉચિત ક્રિયાને આચરનારા હોય છે.

अदीनभावाः—દીનતા વિનાના હોય છે.

सफलारम्भिणः—સફલ કાર્યનો જ આરંભ કરનારા હોય છે.

अदृढानुशयाः—અપકારિજન ઉપર પણ અત્યંત ક્રોધને ધારણ કરનારા હોતા નથી.

कृतज्ञतापतयः—કૃતજ્ઞતા ગુણના સ્વામી હોય છે.

अनुपहतचित्ताः—દુષ્ટ વૃત્તિઓથી નહિ હણાયેલા ચિત્તવાળા હોય છે.
देवगुरुबहुमानिनः—દેવ અને ગુરૂનું બહુમાન કરનારા હોય છે.
गम्भीराशया.—તથા ગંભીર આશય-ચિત્તના ભાવને ધારણ કરનારા હોય છે.

જો શ્રી જિનેશ્વરદેવના આત્માઓ અનાદિકાળથી ઉપર્યુક્ત વિશિષ્ટ યોગ્યતાને ધારણ કરનારા ન હોય, તો કોઈ પણ કાળે તેઓ સર્વોત્તમ બની શકે નહિ. તે સબંધી શાસ્ત્રમાં કહ્યું છે કે—

"न खल्वसमारचितमपि जात्यं रत्नं समानमितरेण ।
न च समारचितोऽपि काचादिर्जात्यरत्नीभवति "

અસમારચિત-અસંસ્કારિત પણ જાત્યરત્ન કદી ઇતર એટલે એથી વિપરીત કાચાદિ સમાન બનતું નથી તથા કાચાદિ સારી રીતે સસ્કારિત કરેલ હોય તો પણ જાત્યરત્ન સમાન બનતા નથી

ભવ્યત્વ તમામ આત્માઓનું સમાન હોય છે કિન્તુ પ્રત્યેક ભવ્ય આત્માઓની મુક્તિ સમાનકાળે અને સમાન સામગ્રીઓથી થતી નથી તેથી પ્રત્યેકનું 'તથાભવ્યત્વ' ભિન્ન ભિન્ન પ્રકારનું માનવું પડે છે શ્રી જિનેશ્વરદેવના આત્માઓનું 'સહજ તથાભવ્યત્વ' સર્વ કરતાં ઉત્તમ હોય છે. જેમ જેમ તેમનું 'સહજ તથાભવ્યત્વ' તે તે સામગ્રીના યોગે પરિપાક પામતું જાય છે, તેમ તેમ તેમની ઉત્તમતા બહાર આવતી જાય છે વરબોધિની-સમ્યક્ત્વની પ્રાપ્તિ બાદ તો શ્રી જિનેશ્વરદેવના આત્માઓ સદૈવ પરાર્થવ્યસની, ઉચિતક્રિયા-

વાળા અને જગજ્જંતુઓને ઉદ્ધાર કરવાના વિશાળ આશયવાળા હોય છે. અને તેથી તેમની સઘળીએ પ્રવૃત્તિ સફલ આરંભવાળી તથા સર્વોત્કૃષ્ટ સત્ત્વાર્થ–પરોપકારને સાધનારી હોય છે.

## ત્રીજા ભવની ભાવના અને શ્રી જિનનામકર્મની નિકાચના

શ્રી જિનેશ્વરદેવના આત્માઓની ત્રીજા ભવની ઉદાત્ત ભાવનાનું વર્ણન કરતાં શ્રી પંચસંગ્રહ ગ્રન્થના ટીકાકાર આચાર્યદેવ શ્રી **મલયગિરિજી** મહારાજા શ્રી **પંચસંગ્રહ** ગ્રન્થની ટીકામાં ફરમાવે છે કે—

" अहो ! चित्रमेतत्, यत्–सत्यपि पारमेश्वरे प्रवचने स्फुरत्तेजसि, मोहान्धकारविलुप्तसत्पथि दुःखपरीतचेतसो जन्तवः परिभ्रमन्ति, तदहमेतानतः संसारात् अनेन प्रवचनेन यथायोगमुत्तारयामीति ॥ "

'અહો ! આશ્ચર્ય છે કે શ્રી જિનેશ્વરદેવ પ્રરૂપિત સ્ફુરાયમાન તેજ–પ્રકાશવાળું પ્રવચન વિદ્યમાન હોવા છતાં, મોહાન્ધકારથી જેમનો સન્માર્ગ લુપ્ત થયો છે, એવા દુઃખપરીત ચિત્તવાળા જંતુઓ આ સંસારમાં પરિભ્રમણ કરી રહ્યા છે. હું તેઓને આ ભયંકર સંસારથી, આ તારક પ્રવચન વડે પાર ઉતારૂં.'

'एवं च चिन्तयित्वा यथा यथा परेषामुपकारो भवति तथा तथा चेष्टते ।'

'એ રીતે વિચાર કરી જે જે પ્રકારે બીજાઓને ઉપકાર થાય, તે તે પ્રકારે ઉદ્યમ કરે છે.'

શ્રી જિનેશ્વરદેવના આત્માઓની ત્રીજા ભવની એ ઉત્તમ અવસ્થાનું વર્ણન કરતાં સુવિહિત શિરોમણિ, ૧૪૪૪ ગ્રન્થરત્નોના પ્રણેતા સૂરિપુરંદર શ્રી હરિભદ્રસૂરિ મહારાજા સ્વોપજ્ઞ 'શ્રી યોગબિન્દુ' ગ્રન્થરત્નમાં નીચે મુજબ ફરમાવે છે–

" मोहान्धकारगहने, संसारे दुःखिता बत ।
सत्त्वाः परिभ्रमन्त्युच्चैः, सत्यस्मिन्धर्मतेजसि ॥ १ ॥
अहमेतानतः कृच्छ्राद्, यथायोगं कथंचन ।
अनेनोत्तारयामीति, वरबोधिसमन्वितः ॥ २ ॥
करुणादिगुणोपेतः, परार्थव्यसनी सदा ।
तथैव चेष्टते धीमान्, वर्द्धमानमहोदयः ॥ ३ ॥
तत्तत्कल्याणयोगेन, कुर्वन् सत्त्वार्थमेव सः ।
तीर्थकृत्त्वमवाप्नोति, परं सत्त्वार्थसाधनम् ॥ ४ ॥"

શ્રી સર્વજ્ઞ પ્રણીત ધર્મરૂપી ઉદ્યોત જગતમાં વિદ્યમાન હોવા છતાં અહો! મિથ્યાત્વાદિ મોહાંધકારથી વ્યાપ્ત દુઃખિત પ્રાણીઓ ભવમાં–સંસારમાં પરિભ્રમણ કરે છે—(૧)

વરબોધિને પ્રાપ્ત થયેલો હું ભીષણ ભવભ્રમણથી પીડા પામી રહેલા આ પ્રાણીઓને કોઇ પણ પ્રકારે સર્વજ્ઞ ભગવાનના ધર્મરૂપી ઉદ્યોત વડે દુઃખમય સંસારથકી પાર ઉતારૂં—(૨)

અનુકમ્પા અને આસ્તિક્યાદિ ગુણથી યુક્ત, પરોપકાર કરવાના વ્યસનવાળો, નવીન નવીન પ્રશસ્ત ગુણોનો ઉદય પ્રતિક્ષણ જેમને વૃદ્ધિ પામતો છે એવો બુદ્ધિમાન આત્મા પ્રાણીઓ ઉપરની [illegible] પ્રેરાઇ, તેમને તારવાની ક્રિયામાં રક્ત બને છે—

સિદ્ધાન્તનું પરિશુદ્ધજ્ઞાન; અતિશાયી ધર્મકથા, અવિસંવાદિ નિમિત્તાદિ વ્યાપારો વડે ભવ્ય પ્રાણીઓને હિતકારી મોક્ષનું બીજાધાનાદિસ્વરૂપ પરમાર્થ કરવા વડે વરબોધિમાન્ પુરૂષ તીર્થંકરપણાને પામે છે-તીર્થંકર નામકર્મની નિકાચના કરે છે—(૪)

" चिन्तयत्येवमेवैतत्, स्वजनादिगतं तु यः ।
तथाऽनुष्ठानतः सोऽपि, धीमान् गणधरो भवेत् ॥५॥"

'ભવથી તારવાની ભાવના પોતાના સ્વજનો, કુટુંબીઓ, મિત્રો, દેશબન્ધુઓ વિગેરેને માટે જ જે બોધિ પ્રધાન પ્રશસ્ત બુદ્ધિવાળો આત્મા ચિન્તવે છે તથા તેને અનુરૂપ પરોપકાર રૂપ અનુષ્ઠાન સેવે છે, તે આત્મા દેવ, દાનવ અને માનવાદિને માનનીય તથા મહિમાવાળું શ્રી ગણધરપદ-શ્રી તીર્થંકર દેવના મુખ્ય શિષ્યપદને દેવાવાળું કર્મ ઉપાર્જન કરે છે. (૫)

" संविग्नो भवनिर्वेदादात्मनिःसरणं तु यः ।
आत्मार्थसंप्रवृत्तोऽसौ, सदा स्यान्मुण्डकेवली ॥६॥"

'માત્ર સ્વપ્રયોજન-સ્વહિતબદ્ધચિત્તવાળો સંવિગ્ન આત્મા જરા મરણાદિ રૂપ દારૂણ અગ્નિથી સળગતા ભવરૂપી જંગલના મધ્યમાંથી માત્ર પોતાના આત્માનેજ બહાર કાઢવાની ભાવના ભાવે છે તથા તેને અનુરૂપ અનુષ્ઠાન સેવે છે, તે આત્મા તથા-પ્રકારના બાહ્ય અતિશયોથી શૂન્ય એવા મુંડ કેવલી-સામાન્ય કેવલીપણાને પામે છે. (૬)

## પ્રકરણ—બારમું.

# શ્રી તીર્થંકર પરમાત્માની ત્રીજા ભવની કલ્યાણકારિણી સાધના

શ્રી જિનેશ્વરદેવના આત્માઓ ત્રીજા ભવે શ્રીજિન-નામ–કર્મની નિકાચના વખતે કેવાં પ્રકારની કલ્યાણકારિણી સાધનાને સાધનારા હોય છે, તેનું વર્ણન કરતાં દશ પૂર્વધર શ્રી ઉમાસ્વાતિ વાચક સ્વરચિત શ્રી તત્ત્વાર્થાધિગમસૂત્રમાં નીચે મુજબ ફરમાવે છે—

શ્રી જિનનામકર્મના બન્ધ હેતુઓનું વર્ણન કરતાં તેઓશ્રી ફરમાવે છે કે—

'दर्शनविशुद्धिर्विनयसंपन्नता शीलव्रतेष्वनतिचारोऽभीक्ष्णं ज्ञानोपयोगसंवेगौ शक्तितस्त्यागतपसी सङ्घसाधुसमाधिवैयावृत्त्यकरणमर्हदाचार्यबहुश्रुतप्रवचनभक्तिरावश्यकाऽपरिहाणिर्मार्गप्रभावना प्रवचनवत्सलत्वमिति तीर्थकृत्त्वस्य ।'

दर्शनविशुद्धि —પરમપ્રકૃષ્ટસમ્યક્ત્વશુદ્ધિ–શ્રી જિનોક્ત તત્ત્વોને વિષે સર્વથા નિઃશંકિતપણુ આદિ દર્શનાચારનું પાલન

विनयसम्पन्नता—અહંકારનો ત્યાગ કરી સમ્યગ્દર્શનાદિ ગુણો અને તેને ધારણ કરનાર મહાપુરુષોનો વિનય

शीलव्रतेष्वनतिचार—મૂલગુણ અને ઉત્તર ગુણનું ઉત્સર્ગ અપવાદાત્મક સર્વજ્ઞ પ્રણીત સિદ્ધાન્તાનુસારે અતિચાર રહિત પાલન.

अभीक्ष्णं ज्ञानोपयोग.—પ્રતિક્ષણ–વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા લક્ષણ શ્રુતાભ્યાસમાં ઉપયોગ.

अभीक्ष्णं संवेगः—પ્રતિક્ષણ જન્મ, જરા અને મરણાદિ ક્લેશરૂપ સંસારથી ભયભીતપણું.

शक्तितस्त्यागः—શક્તિમુજબ-શક્તિને ગોપવ્યા કે ઉલ્લંઘ્યા વિના દાનાદિ ધર્મોનું આસેવન-પાલન.

शक्तितस्तपः—શક્તિમુજબ આઠ પ્રકારના કર્મને તપાવનાર બાર પ્રકારના તપનું આસેવન-પાલન.

संघसाधुसमाधिवैयावृत्त्यकरणम्—ચતુર્વિધ સંઘ અને મોક્ષમાર્ગને સાધનાર સાધુપુરૂષોને સમાધિ થાય તેવું વર્તન અને વૈયાવૃત્ત્ય-કરણ અથવા સંઘની સમાધિ અને સાધુનું વૈયાવચ્ચ.

अर्हदाचार्यबहुश्रुतप्रवचनभक्तिः—અરિહંત, આચાર્ય, બહુશ્રુત અને પ્રવચન, એ ચારને વિષે, જેમાં જે રીતે ઘટે તે રીતે શુદ્ધાશયથી ભક્તિ-અનુરાગયુક્ત ઉપાસના.

आवश्यकापरिहाणिः—પ્રતિદિન ઉભયકાળ અવશ્ય કરવા લાયક સામાયિકાદિ ષડાવશ્યકોનું અથવા પ્રતિલેખનાદિ ક્રિયાઓનું ખામી-રહિત આસેવન-પાલન.

मार्गप्रभावना—સમ્યગ્દર્શનાદિ શ્રી જિનોક્તમાર્ગના પ્રભાવને-કરવા કરાવવા અને ઉપદેશવા આદિ વડે વિસ્તારવો-વધારવો.

प्रवचनवत्सलत्वम्—પ્રવચન એટલે શ્રી અરિહંત પરમાત્માનું શાસન, તેમાં રહેલા શ્રુતધરો, બાલમુનિઓ, તપસ્વીઓ, નવદીક્ષિતો, ગ્લાન મુનિવરો આદિનો-સંગ્રહ તથા ઉપગ્રહ વડે અનુગ્રહ કરવો. સાધર્મિકો પ્રત્યે સ્નેહ રાખવો. શ્રુતાધ્યયન અને સંયમાનુષ્ઠાન કરનારને દ્રવ્યભાવ ઉભય પ્રકારે સહાય કરવી.

ઉપરોક્ત ગુણો એક સાથે મળીને અથવા પૃથક્-પૃથક્ જિન-નામ-કર્મબન્ધના હેતુ બને છે.

* * *

## પ્રકરણ–તેરમું.

# દેવાધિદેવના દર્શન-પૂજન આદિનું ફળ.

પ્રણમું શ્રી ગુરૂરાજ આજ, જિનમંદિર કેરો;
પુણ્ય ભણી કરશું સફલ, જિન વચન ભલેરો. ૧

દેહરે જાવા મન કરે, ચોથ[1]–તણું ફલ પાવે,
જિનવર જુહારવા ઉઠતાં, છઠ[2]–પોતે આવે. ૨

જાવા માંડ્યુ જેટલે, અઠ્ઠમ[3]–તણું ફલ હોય,
ડગલું ભરતાં જિનભણી, દશમ[4]–તણું ફલ જોય. ૩

જાઈશું જિનવર ભણી, મારગ ચાલંતા,
હોવે દ્વાદશ[5]–તણું પુણ્ય, ભક્તિ માલતા. ૪

અર્ધ પથ જિનહર–તણો, પંદર ઉપવાસ;
દીઠે સ્વામીતણો ભુવન, લહીએ એક માસ ૫

જિનહર પાસે આવતાં, છ માસી ફલ સિદ્ધ;
આવ્યા જિનહર બારણે, વરસી તપફલ લીધ ૬

સો વર્ષ ઉપવાસ પુણ્ય, પ્રદક્ષિણા દેતાં,
સહસ વર્ષ ઉપવાસ પુણ્ય, જિન નજરે જોતાં ૭

ભાવે જિનવર જુહારીએ, ફલ હોવે અનંત;
તેહથી લહીએ સો ગુણું, જો પૂજે ભગવંત ૮

ફલ ઘણું ફૂલની માલ, પ્રભુ કંઠે ઠવતા;
પાર ન આવે ગીત નાદ, કેરાં ફલ સુણતાં. ૯

---

૧–એક ઉપવાસ. ૨–બે ઉપવાસ ૩–ત્રણ ઉપવાસ. ૪–ચાર ઉપવાસ ૫–પાંચ ઉપવાસ.

નિરમલ તન મને કરી, થુણતાં ઈન્દ્ર જગીશ;
નાટક ભાવના ભાવતાં, પામે પદવી જગીશ. ૧૦

જિનવર ભક્તિ વલી એ, પ્રેમે પ્રકાશી;
નિસુણી શ્રી ગુરૂ વયણ સાર, પૂર્વે ઋષિ ભાષી. ૧૧

અષ્ટ કર્મને ટાલવા, જિનમંદિર જઈશું;
ભેટી ચરણ ભગવંતના, હવે નિરમલ થઈશું. ૧૨

કીર્તિવિજય ઉવજ્ઝાયનો, વિનય કહે કરજોડ;
સફલ હોજો મુજ વિનતિ, જિન સેવાનું કોડ. ૧૩

ઉપરોક્ત ચૈત્યવન્દનમાં ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી મહારાજે શ્રી જિનેશ્વરદેવ અને તેમના ચૈત્ય આદિનાં દર્શન, સ્તવન, પૂજન આદિની ભક્તિનું ફળ, પૂર્વે મહર્ષિઓએ જે રીતે પ્રકાશ્યું છે, તે રીતે વર્ણવી બતાવ્યું છે. એ જ વાતને પૂર્વાચાર્ય મહર્ષિઓ નીચેના શબ્દોમાં સમર્થન કરે છે.

" यास्याम्यायतनं जिनस्य लभते ध्यायंश्चतुर्थं फलं,
षष्ठं चोत्थित उद्यतोऽष्टममथो गन्तुं प्रवृत्तोऽध्वनि ।
श्रद्धालुर्दशमं बहिर्जिनगृहात् प्राप्तस्ततो द्वादशं,
मध्ये पाक्षिकमीक्षिते जिनपतौ मासोपवासं फलं ॥१॥"

હું શ્રી જિનેશ્વર મહારાજના મંદિર પ્રત્યે ગમન કરૂં, એમ મનથી ચિન્તવનાર શ્રદ્ધાલુ ભવ્ય આત્મા ચતુર્થ ભક્ત (એક ઉપવાસ)ના ફલને પામે છે, જવા માટે ઉઠતો તે છઠ (બે ઉપવાસ)ના ફલને પામે છે, ચાલવા માટે ઉદ્યમ કરતો અઠ્ઠમ (ત્રણ ઉપવાસ)ના ફળને પામે છે, માર્ગને વિષે ચાલવા માંડેલો દશમ (ચાર ઉપવાસ)ના ફલને પામે

છે, જિન ગૃહના મધ્યભાગને વિષે પહોંચતા દ્વાદશ (પાંચ ઉપવાસ)ના ફલને પામે છે અને શ્રી જિનેશ્વરદેવને દેખવાથી-દર્શન કરવાથી માસોપવાસ (એક મહિનાના ઉપવાસ)ના ફલને પામે છે.

અન્યત્ર પણ કહ્યું છે કે—

" संपत्तो जिणभवणे, पावइ छम्मासिअं फलं पुरिसो ।
संवच्छरिअं तु फलं, दारदेसट्ठिओ लहइ ॥ १ ॥ "

શ્રી જિનભવનને પ્રાપ્ત થયેલો પુરૂષ છ માસના ઉપવાસના ફલને પામે છે અને દ્વાર દેશે પહોંચેલો પુરૂષ સંવત્સર-બાર માસના ઉપવાસના ફલને પામે છે. (૧)

વળી

" पयाहिणेण पावइ, वरिससयं फलं तओ जिणे महिए ।
पावइ वरिससहस्सं, अणंतपुण्णं जिणे थुणिए ॥२॥ "

પ્રદક્ષિણા દેવાથી સો વર્ષના ઉપવાસના ફલને પામે છે, શ્રી જિનેશ્વરદેવની પૂજા કરવાથી હજાર વર્ષના ઉપવાસના ફળને પામે છે અને શ્રી જિનેશ્વરદેવોની સ્તુતિ કરવાથી જીવ અનંત પુણ્યને ઉપાર્જન કરે છે. (૨)

એ માટે શાસ્ત્રમાં કહ્યું છે કે—

" सयं पमज्जणे पुण्णं, सहस्सं च विलेवणे ।
सयसाहस्सिआ माला, अणंतं गीअवाईए ॥ ३ ॥"

શ્રી જિનેશ્વર પ્રભુના બિમ્બને પ્રમાર્જન કરતાં સો ગુણું, વિલેપન કરતાં હજાર ગુણું, પુષ્પની માલા ચઢાવતાં લાખ ગુણું અને ગીત તથા વાજિંત્ર વગાડતાં અનંત ગુણું પુણ્ય ઉપાર્જન થાય છે. (૩)

શ્રી જિનેશ્વરદેવના દર્શન-પૂજનનું ફળ વર્ણવતાં અન્યત્ર વળી કહ્યું છે કે—

" दर्शनेन जिनेन्द्राणां, साधूनां वन्दनेन च ।
न तिष्ठति चिरं पापं, छिद्रहस्ते यथोदकं ॥ १ ॥ "

શ્રી જિનેન્દ્રોનું દર્શન કરવાથી તથા સાધુ પુરૂષોને વન્દન કરવાથી છિદ્રવાલા હસ્તમાં જેમ પાણી ટકતું નથી, તેમ લાંબા કાળ સુધી પાપ ટકતું નથી. (૧)

દેવ દર્શન અને ગુરૂ વન્દનના પ્રભાવે ઘણા કાળનાં ઉપાર્જન કરેલાં પાપ-કર્મો થોડા જ કાલમાં નાશ પામે છે.

વળી કહ્યું છે કે—

" दर्शनाद् दुरितध्वंसी, वन्दनाद्वांछितप्रदः ।
पूजनात् पूरकः श्रीणां, जिनः साक्षात्सुरद्रुमः ॥२॥"

જિનેશ્વરનું દર્શન દુરિત-પાપનો નાશ કરે છે, જિનેશ્વરનું વન્દન વાંછિતને આપનાર થાય છે અને જિનેશ્વરનું પૂજન (બાહ્ય અભ્યંતર ઉભય પ્રકારની ) લક્ષ્મીને પૂરનાર બને છે-ખરેખર ! શ્રી જિનેશ્વરદેવ એ સાક્ષાત્ કલ્પદ્રુમ-કલ્પવૃક્ષ છે. (૨)

" अद्य मे कर्मसङ्घातं, विनष्टं चिरसञ्चितम् ।
दुर्गत्याऽपि निर्वृत्तोऽहं, जिनेन्द्र ! तव दर्शनात् ॥३॥"

હે જિનેન્દ્ર પ્રભુ ! આપના દર્શન કરવાથી આજે લાંબા કાળથી એકઠો થયેલો મારો કર્મનો સમૂહ નાશ પામ્યો અને હું દુર્ગતિથી મુક્ત થયો. (૩)

## પ્રકરણ—ચૌદમું.

# શ્રી વીતરાગ પરમાત્માની ભક્તિનું ફળ.

શ્રી જિનેશ્વરો વીતરાગ હોય છે તેઓ વીતરાગ હોવાથી તેમની ભક્તિ કરનાર ઉપર પ્રસન્ન થતા નથી કે નિંદા કરનાર ઉપર અપ્રસન્ન થતા નથી છતાં ભક્તને ભક્તિનું ફળ અને નિંદકને નિંદાનું ફળ અવશ્ય મળે છે. એ સંબધી શાસ્ત્રોમાં કહ્યું છે કે—

" क्षीणक्लेशा एते नहि प्रसीदन्ति न स्तवोऽपि वृथा ।
तत्सद्भावविशुद्धेः प्रयोजनं कर्मविगम इति ॥१॥
स्तुत्याऽपि भगवन्तः परमगुणोत्कर्षरूपतो ह्येते ।
दृष्टा ह्यचेतनादपि मन्त्रादिजपादितः सिद्धि ॥ २ ॥
यस्तु स्तुतः प्रसीदति रोषमवश्यं स याति निन्दायां ।
सर्वत्रासमचित्तः स्तुत्यो मुख्यः कथं भवति ॥ ३ ॥
शीतार्दितेषु हि यथा द्वेषं वह्निर्न याति रागं वा ।
नाह्वयति वा तथाऽपि च तमाश्रिताः स्वेष्टमश्नुवते ॥४॥
तद्वत्तीर्थकरान्ये त्रिभुवनभावप्रभावकान् भक्त्या ।
समुपाश्रिता जनास्ते भवशीतमपास्य यान्ति शिवम् ॥५॥"

ક્ષીણ થયા છે ક્લેશ જેમના એવા શ્રી જિનેશ્વરો પ્રસન્ન થતા નથી તોપણ તેઓની સ્તુતિ–ભક્તિ નિષ્ફળ નથી કારણ કે–તેથી સારા ભાવની વિશુદ્ધિ થાય છે અને સારા ભાવની વિશુદ્ધિથી કર્મનો વિગમ–વિનાશ થાય છે. (૧)

ગુણના પરમ ઉત્કર્ષ રૂપ હોવાથી શ્રી વીતરાગ ભગવંતો તેમની સ્તુતિ-ભક્તિ કરનારને અવશ્ય ફળને આપનારા થાય છે. અચેતન એવા મન્ત્રાદિના જાપ વિગેરેથી પણ ફળની સિદ્ધિ પ્રત્યક્ષ છે. (૨)

સ્તુતિ-ભક્તિ કરવાથી જે પ્રસન્ન થાય છે, તે અવશ્ય તેની નિન્દા અવસરે રોષને પામે છે. એ રીતે રોષ અને તોષ ને ધારણ કરનાર અસમાન ચિત્તવાળો મુખ્ય-પ્રધાનપણે સ્તુતિને યોગ્ય કેવી રીતે બની શકે ? જે રાગ દ્વેષ રહિત હોય તેજ મુખ્યપણે સ્તુતિને પાત્ર છે. બીજાઓની સ્તુતિ સ્વાર્થાદિના કારણે થતી હોવાથી ઔપચારિક છે અથવા તો અસત્ય છે.(૩)

જેમ શીત વિગેરેથી પીડાયેલા ઉપર વહ્નિ-અગ્નિને દ્વેષ પણ નથી, તેમ રાગ પણ નથી. તથા તેને આહ્વાન (પોતાની પાસે આવવાનું આમંત્રણ) પણ કરતો નથી. તે છતાં તેનો આશ્રય લેનાર પોતાના ઈષ્ટને પ્રાપ્ત કરે છે-શીતથી રહિત બને છે. તેની જેમ ત્રણે ભુવનના ભાવોને પ્રગટ કરનાર તીર્થંકરો-જિનેશ્વરોનો જેઓ ભક્તિપૂર્વક આશ્રય લે છે, સ્તુતિ-ભક્તિ આદિ દ્વારા તેમની ઉપાસના કરે છે, તેઓ ભવ રૂપી શીતને દૂર કરી મોક્ષને પામે છે-ભવભ્રમણનું નિવારણ કરનારા થાય છે. (૪-૫)

" जिनस्य पूजनं हन्ति, प्रातः पापं निशाभवम् ।
आजन्म विहितं मध्ये, सप्तजन्मकृतं निशि ॥१॥"

પ્રાતઃકાળે કરેલું શ્રી જિનેશ્વરનું પૂજન રાત્રિયે થયેલા પાપનો નાશ કરે છે, મધ્યાહ્નકાળે કરેલું શ્રી જિનેશ્વરનું પૂજન

આખા જન્મમાં કરેલાં પાપનો નાશ કરે છે અને સંધ્યા સમયે કરેલું શ્રી જિનેશ્વરનું પૂજન સાતભવના કરેલાં પાપોનો નાશ કરે છે (૧)

" धूपं हन्ति पापानि, दीपो मृत्युविनाशनः ।
नैवेद्यैर्विपुलं राज्यं, प्रदक्षिणा शिवप्रदा ॥ २ ॥ "

શ્રી જિનેશ્વરને ધૂપ કરવાથી પાપો નાશ પામે છે, દીપ કરવાથી મૃત્યુ નાશ પામે છે, નૈવેદ્યપૂજા વડે વિપુલ એવું રાજ્ય મળે છે અને પ્રદક્ષિણા એ મોક્ષને આપવાવાળી થાય છે (૨)

" जो पूयइ तिसंज्झं, जिणिंदरायं तहा विगयदोसं ।
सो तइयभवे सिज्झइ, अहवा सत्तट्ठमे जम्मे ॥३॥"

જે ભવ્યાત્મા રાગદ્વેષથી રહિત એવા જિનેશ્વર પરમાત્માની ત્રણે સંધ્યાએ પૂજા કરે છે તે ત્રીજે ભવે અથવા સાતમે યા આઠમે ભવે સિદ્ધ થાય છે-મુક્તિમાં જાય છે (૩)

" यन्मयोपार्जितं पुण्यं, जिनशासनसेवया ।
जिनशासनसेवैव, तेन मेऽस्तु भवे भवे ॥ ४ ॥ "

શ્રી જિનશાસનની સેવાવડે મેં જે પુણ્ય મેળવ્યું છે, તે પુણ્યવડે મને ભવોભવ શ્રી જિનશાસનની સેવા મળો (૪)

" अद्य मे सफलं देहमद्य मे सफलं बलम् ।
नष्टानि विघ्नजालानि, जिनेन्द्र ! तव दर्शनात् ॥५॥"

હે જિનેન્દ્ર ! આજે આપના દર્શનથી મારૂ શરીર સફળ બન્યું, મારૂં બળ સફળ બન્યું અને મારો વિઘ્નસમૂહ નાશ પામ્યો. (૫)

" अद्य मे सफलं जन्म, प्रशस्तं सर्वमङ्गलम् ।
भवार्णवं च तीर्णोऽहं, जिनेन्द्र ! तव दर्शनात् ॥६॥ "

હે જિનેન્દ્ર ! આજે આપના દર્શનથી મારો જન્મ સફલ થયો, સર્વ મંગલો પ્રશસ્ત થયા અને સંસાર સમુદ્રને હું તરી ગયો. (૬)

" अद्य मे सफलं गात्रं, नेत्रे च विमलीकृते ।
स्नातोऽहं धर्मकृत्येषु, जिनेन्द्र ! तव दर्शनात् ॥७॥ "

હે જિનેન્દ્ર ! આજે આપના દર્શનથી મારૂં ગાત્ર-શરીર સફલ થયું, નેત્રો મલરહિત કરાયા અને ધર્મકૃત્યોમાં મેં સ્નાન કર્યું-લયલીન બન્યો. (૭)

" अद्याऽहं सुकृतीभूतो, विधूताशेषकिल्बिषः ।
भुवनत्रयपूज्योऽहं, जिनेन्द्र ! तव दर्शनात् ॥८॥ "

હે જિનેન્દ્ર ! આજે આપના દર્શનથી હું પુણ્યવાન બન્યો, મારા સઘળા પાપો નાશ પામ્યા અને ત્રણે ભુવનમાં હું પૂજ્ય બન્યો. (૮)

" अद्य मिथ्यान्धकारस्य, हन्ता ज्ञानदिवाकरः ।
उदितो मच्छरीरस्य, जिनेन्द्र ! तव दर्शनात् ॥९॥"

હે જિનેન્દ્ર ! આજે આપના દર્શનથી મિથ્યાત્વરૂપી અંધકારનો નાશક એવો જ્ઞાનરૂપી સૂર્ય મારા શરીરમાં ઉદય પામ્યો છે. (૯)

" अद्य मे कर्मणां जालम्, विधूतं सकषायकम् ।
दुर्गत्या विनिवृत्तोऽहं, जिनेन्द्र ! तव दर्शनात् ॥१०॥ "

હે જિનેન્દ્ર ! આજે આપના દર્શનથી કષાય સહિત મારી કર્મની જાલ નાશ પામી છે અને હું દુર્ગતિથી નિવૃત્ત થયો છું-મારી દુર્ગતિ દૂર થઈ છે. (૧૦)

" अद्य नष्टो महाबन्ध, कर्मणां दु:खदायकः ।
सुखसङ्गः समुत्पन्नो, जिनेन्द्र ! तव दर्शनात् ॥११॥"

હે જિનેન્દ્ર ! આજે આપના દર્શનથી દુઃખને આપનાર એવો કર્મનો મોટો બન્ધ નાશ પામ્યો છે અને સુખનો સમાગમ થયો છે (૧૧)

" मनःप्रसन्नं संपन्नं, नेत्रे पीयूषपूरिते ।
अहं स्नातः सुधाकुण्डे, जिनेन्द्र ! तव दर्शनात् ॥१२॥"

હે જિનેન્દ્ર ! આજે આપના દર્શનથી મન પ્રસન્ન થઇ ગયું, નેત્રો અમૃતથી પૂર્ણ બની ગયાં અને મેં અમૃતકુંડમાં સ્નાન કર્યું (૧૨)

" सुप्रभातं सुदिवसं, कल्याणं मेऽद्य मङ्गलम् ।
यद् वीतराग ! दृष्टोऽसि, त्वं त्रैलोक्यदिवाकरः ॥१३॥"

હે વીતરાગ પરમાત્મન્ ! ત્રણલોકના દિવાકર એવા આપનું દર્શન જે મેં કર્યું છે, તેથી શુભ-પ્રભાતમય એવો મારો આજનો દિવસ કલ્યાણકારી બન્યો અને મને સુખ તથા મંગલની પ્રાપ્તિ થઈ છે (૧૩)

" अद्य छिन्ना मोहपाशा, अद्य रागादयो जिताः ।
अद्य मोक्षसुखं जात-मद्य तीर्णो भवार्णवः ॥१४॥"

હે નાથ ! આજે આપના દર્શનથી મારા મોહના પાશો છેદાઇ ગયા, મેં આજે રાગાદિ શત્રુઓ ઉપર વિજય મેળવ્યો, મોક્ષનું સુખ પ્રાપ્ત કર્યું અને હું સંસાર સાગરને તરી ગયો (૧૪)

## પ્રકરણ-પંદરમું.

# શ્રીવીતરાગ-પરમાત્માની પ્રાર્થનાનું-ફળ.

શ્રી વીતરાગ ભગવન્તો યદ્યપિ વીતરાગ છે, તેથી તેમની પ્રાર્થના કરનારને તેઓ કાંઈ આપતા નથી તો પણ તેમની પ્રાર્થના કરવી એ સાર્થક છે-પ્રકૃષ્ટ શુભ અધ્યવસાયનું કારણ છે.

'આરોગ્ય-સિદ્ધત્વ, બોધિલાભ-જિનધર્મની પ્રાપ્તિ, અને સર્વોત્કૃષ્ટ ભાવસમાધિ શ્રીજિનેશ્વરો મને આપો.'

એ જાતિના વાક્ય પ્રયોગથી પ્રવચનની આરાધના થાય છે અને સન્માર્ગવર્તિ મહાપુરૂષને તે તે વસ્તુની પ્રાપ્તિ થાય છે. તેમાં પ્રધાન હેતુ શ્રી જિનેશ્વરદેવનું પ્રણિધાન જ છે. એ માટે શાસ્ત્રમાં કહ્યું છે કે-

" भासा असच्चमोसा, णवरं भत्तीए भासिया एसा।
न हु खीणपेज्जदोसा, दिंति समाहिं च बोहिं च ॥१॥
तप्पत्थणाए तहवि य, ण मुसावाओवि एत्थ विण्णेओ।
तप्पणिहाणाओ च्चिय, तग्गुणओ हंदि फलभावा ॥२॥
चिन्तामणिरयणादिहिं, जहा उ भव्वा समीहियं वत्थुं।
पावंति तह जिणेहिं, तेसिं रागाइभावेऽवि ॥३॥
वत्थुसहावो एसो, अउव्वचिन्तामणी महाभागो।
थोऊणं तित्थयरे, पाविज्जइ बोहिलाभोत्ति ॥४॥ "

भत्तीए जिणवराणं, खिज्जन्ती पुव्वसंचिया कम्मा ।
गुणपगरिसवहुमाणो, कम्मवणदवाणलो जेण ॥५॥ "

શ્રી જિનવરોની પાસે પ્રાર્થના-માગણી કરવી તે અસત્ય-મૃષા-સત્ય પણ નહિ અને મૃષા પણ નહિ, એવી ચોથી વ્યવહાર ભાષા છે અને શ્રી વીતરાગ પ્રત્યે ભક્તિ દર્શાવવા માટે તેનો પ્રયોગ થાય છે રાગદ્વેષ રહિત શ્રી જિનેશ્વરો કોઈ સમાધિ કે બોધિને ખરેખર આપતા નથી (૧)

તો પણ તેમની પ્રાર્થના કરવાથી મૃષાવાદ-અસત્ય ભાષણ થાય છે, એમ પણ નથી કારણ કે તેમના પ્રણિધાનથી અને તેમના ગુણથી જ ફલની પ્રાપ્તિ થાય છે (૨)

રાગદ્વેષ રહિત ચિન્તામણિ રત્ન આદિથી જેમ પુણ્યવાન આત્માઓ સમીહિત-ઇચ્છિત વસ્તુને પ્રાપ્ત કરે છે, તેમ શ્રી જિનેશ્વરોમા રાગાદિનો અભાવ હોવા છતા તેમનું આરાધન કરનાર ભવ્ય આત્મા સમીહિત ફલને પ્રાપ્ત કરે છે (૩)

શ્રીજિનેશ્વરો એ અપૂર્વ ચિન્તામણિ મહાભાગ પુરૂષો છે તેમની સ્તુતિ-ભક્તિ આદિ કરનારને બોધિલાભ-શ્રી જિનપ્રણીત ધર્મની પ્રાપ્તિ થાય છે કારણ કે શ્રી જિનભક્તિરૂપી વસ્તુનો સ્વભાવ જ એવો છે (૪)

શ્રી જિનવરોની ભક્તિથી પૂર્વે સંચિત પાપો ક્ષય પામે છે કારણ કે ગુણપ્રકર્ષનું બહુમાન એ કર્મરૂપી વનને બાળવા માટે દાવાનળ સમાન છે (૫)

## પ્રકરણ-સોલમું

# શ્રીજિનપૂજનની—ન્યાયપુરસ્સરતા.

દશપૂર્વધર શ્રીઉમાસ્વાતિ વાચકવર્ય શ્રી તત્ત્વાર્થ ભાષ્યમાં ફરમાવે છે કે—

" अभ्यर्चनादर्हतां मनःप्रसादस्ततः समाधिश्च ।
तस्मादपि निःश्रेयसमतो हि तत्पूजनं न्याय्यम् ॥१॥ "

શ્રીઅરિહંતો-રાગદ્વેષાદિમલથી રહિત આત્માઓની અભ્યર્ચના, અભિગમન, સ્તુતિ, વન્દન અને પર્યુપાસના આદિથી મનઃપ્રસાદ-ચિત્તની પ્રસન્નતા થાય છે. જેમ નિર્મલ જલથી મલ દૂર થાય છે તેમ મલિન જલથી મલની વિશુદ્ધિ થતી નથી. તેજ રીતે શ્રી અરિહંતો રાગદ્વેષાદિ મલથી રહિત હોવાથી તેમની ઉપાસના કરનારાઓના રાગાદિ મલો નાશ કરનારા થાય છે. રાગાદિ મલો નાશ પામવાથી ચિત્ત પ્રસન્ન થાય છે. ચિત્તની પ્રસન્નતાથી સમાધિ-ચિત્તની એકાગ્રતા થાય છે. ચિત્તની એકાગ્રતા-શાન્તતા થવાથી શુશ્રૂષા-તત્ત્વશ્રવણની અભિલાષા થાય છે. તત્ત્વશ્રવણની અભિલાષાથી સાચું-ભાવનાવાળું શ્રવણ થાય છે. ભાવયુક્તશ્રવણથી તત્ત્વવિષયક ગ્રહણ, ધારણ અને ઉહાપોહ થાય છે. ગ્રહણ, ધારણ અને ઉહાપોહથી તત્ત્વનો અધિગમ થાય છે. તત્ત્વનો અધિગમ થવાથી હિતની પ્રાપ્તિ અને અહિતનો પરિહાર થાય છે. હિતપ્રાપ્તિ અને અહિતનો પરિહાર થવાથી નિઃશ્રેયસ-પરમકલ્યાણરૂપ મુક્તિની પ્રાપ્તિ થાય છે. એ રીતે સમાધિથી માંડીને નિઃશ્રેયસ પર્યંતના કલ્યાણોની

પરમ્પરાની પ્રાપ્તિના હેતુભૂત હોવાથી શ્રી અરિહંતોનું પૂજન, અભિગમન, વન્દન અને પર્યુપાસન આદિ સજ્જનો માટે ન્યાયયુક્ત છે. શ્રીઅરિહંતોને પૂજનની જરૂર નથી, તોપણ પૂજકને કલ્યાણ પરંપરાના કારણભૂત હોવાથી કૃતાર્થ એવા શ્રીઅરિહંતોની પૂજા અવશ્ય કર્તવ્ય છે. શ્રીઅરિહંતોની પૂજા તેમના બિંબોની પૂજા દ્વારા થઇ શકે છે. સંસારી આત્માઓ ધર્મ કરવામાં પ્રાયઃ આળસુ, કષ્ટભીરૂ અને પ્રમાદી હોય છે. તેવા જીવોને શ્રી જિનેશ્વરદેવોની શાન્ત આકારવાળી પ્રતિમાઓ વિગેરે જોઇને કર્મનો ક્ષયોપશમ થાય છે. કર્મનો ક્ષયોપશમ થવામાં શાસ્ત્રકારોએ દ્રવ્યાદિને હેતુ માનેલા છે. શ્રી જિનેશ્વરદેવોના મનોહર બિંબો, એ ઉત્તમોત્તમ દ્રવ્ય છે. શ્રી જિનમંદિર એ ઉત્તમ ક્ષેત્ર છે. પૂજન વખતનો કાળ તથા ભાવ પણ ઉત્તમ હોય છે. ઉત્તમ પ્રકારના દ્રવ્યાદિની સામગ્રી મળવાથી મોહરૂપી મલ ઘટે છે. મોહનીયાદિ કર્મપ્રકૃતિઓનો ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષય થાય છે. મોહનીયનો ઉપશમાદિ થવાથી ચિત્તપ્રસન્ન–સ્વચ્છ-નિર્મળ થાય છે. ચિત્તનિર્મળ થવાથી શ્રી જિનવચન પ્રત્યે શ્રદ્ધા આવિર્ભાવ પામે છે. તેથી શ્રી જિનવચનનું શ્રવણ થાય છે અને શ્રવણથી સમ્યગ્દર્શનાદિગુણોનો લાભ થાય છે. સમ્યગ્દર્શનાદિ ગુણોને પ્રાપ્ત થયેલા આત્માઓને પણ શ્રી જિનપ્રતિમાદિના દર્શન, વન્દન, પૂજનાદિવડે પ્રમાદાદિ દૂર થાય છે, સંવેગાદિ વધે છે અને શ્રી જિનગુણના ધ્યાનમાં મન એકાગ્ર થાય છે અને એથી પરમ શમરસભાવની પ્રાપ્તિ થાય છે.

  

## પ્રકરણ-સત્તરમું.

# શ્રીજિન–પૂજન–વિધિ.

" स्नानविलेपनसुसुगन्धिपुष्पधूपादिभिः शुभैः कान्तम् ।
विभवानुसारतो यत्काले नियतं विधानेन ॥ १ ॥

अनुपकृतपरहितरतः शिवदस्त्रिदशेशपूजितो भगवान् ।
पूज्यो हितकामानामिति भक्त्या पूजनं पूजा ॥ २ ॥

पञ्चोपचारयुक्ता काचिच्चाऽष्टोपचारयुक्ता स्यात् ।
ऋद्धिविशेषादन्या प्रोक्ता सर्वोपचारेति ॥ ३ ॥

न्यायार्जितेन परिशोधितेन वित्तेन निरवशेषेण ।
कर्त्तव्या बुद्धिमता प्रयुक्तसत्सिद्धियोगेन ॥ ४ ॥

शुचिनाऽऽत्मसंयमपरं सितशुभवस्त्रेण वचनसारेण ।
आशंसारहितेन च तथा तथा भाववृद्ध्योच्चैः ॥ ५ ॥ "

સ્નાન–સુગન્ધિ દ્રવ્યોથી સંયોજિત સ્નાત્ર, વિલેપન–સુગન્ધિ ચન્દન, કપૂર, કુંકુમ અને કેસરાદિ વડે વિલેપન, સારી ગન્ધવાળા જાઈ કેતકી વિગેરેનાં પુષ્પો તથા ગન્ધ દ્રવ્યોથી વાસિત ધૂપ વિગેરે સુગન્ધયુક્ત દ્રવ્યોવડે સદા પોતાના વૈભવને અનુસારે, શાસ્ત્રોક્ત વિધિપૂર્વક, ત્રણે સંધ્યાએ અથવા પોતાની વૃત્તિ–આજીવિકાને વિરોધ ન આવે તે રીતે. (૧)

અનુપકૃત પરહિતરત—નિષ્કારણ સર્વજનવત્સલ, શિવ–કલ્યાણ અથવા નિરૂપદ્રવને દેનાર, ત્રિદશેશ–ઇન્દ્રાદિ વડે પૂજિત, સમગ્ર ઐશ્વર્યવાન પૂજ્ય ભગવાન શ્રી જિનેશ્વરદેવ હિતાભિલાષિ–પ્રાણીઓને ભક્તિ–વિનયવડે પૂજન કરવા યોગ્ય છે. (૨)

પ્રચોપચારયુક્ત—પંચાંગ પ્રણિપાતરૂપ, અષ્ટોપચારયુક્ત—અષ્ટાંગ પ્રણિપાતરૂપ અથવા સર્વોપચારયુક્ત—ઋદ્ધિવિશેષથી **દશાર્ણભદ્રાદિની** જેમ હસ્તી, અશ્વ અને રથાદિ સર્વ સામગ્રી વડે, સર્વ બલ વડે, સર્વ સમુદય વડે, સર્વ વિભૂતિ વડે, સર્વ વિભૂષા વડે અને સર્વ આદર વડે (૩)

પરિશુદ્ધ ન્યાયાર્જિત વિત્ત-દ્રવ્ય વડે અને બીજા પણ સત્સાધનો વડે બુદ્ધિમાન પુરૂષે શ્રી જિનરાજની નિરવશેષ-સમસ્તપ્રકારે પૂજા કરવી જોઈએ (૪)

શુચિ અર્થાત્ દ્રવ્યભાવ સ્નાનવડે પવિત્ર થઈને, દ્રવ્યસ્નાન-હાથપગશિરાદિ અવયવોનું અને ભાવસ્નાન મલિન અધ્યવસાયોનું-શરીર તથા મનથી સ્વચ્છ થઈને, શ્વેત અને શુભ વસ્ત્ર પહેરીને-શુભ શબ્દથી શ્વેત વર્ણ સિવાયના બીજા પણ રક્ત પીતાદિ વર્ણવાળા શુભ વસ્ત્રો પહેરીને, આગમ પ્રધાન બનીને તથા આલોક પરલોકાદિના સાંસારિક ફલની કામનાથી રહિત બનીને, જે જે પ્રકારે ભાવની અત્યંત વૃદ્ધિ થાય તે તે પ્રકારે પુષ્પ અને વસ્ત્રાદિની સામગ્રીથી સજ્જ બનીને-શ્રી જિનરાજની પૂજા કરવી જોઈએ (૫)

" कायादियोगसारा त्रिविधा तच्छुद्धयुपात्तवित्तेन।
या तदतिचाररहिता सा परमाऽन्ये तु समयविदः ॥६॥

विघ्नोपशमन्याद्या गीताभ्युदयप्रसाधनी चाऽन्या।
निर्वाणसाधनीति च फलदा तु यथार्थसंज्ञाभिः ॥७॥ "

સમયવેદી અન્ય આચાર્યો કાયાદિ ત્રણ યોગોની પ્રધાનતાથી ત્રણ પ્રકારની પૂજાને ફરમાવે છે કાયયોગસાર, વચનયો-

ગસાર અને મનોયોગસાર-કાયાદિના દોષોનો જેમાં ત્યાગ છે, એવી અતિચાર રહિત પૂજા, એ પણ પ્રધાન પૂજા છે. (૬)

પહેલી કાયયોગસાર-કાયાના દોષથી રહિત પૂજાને વિઘ્નો-પશમની, બીજી વચનયોગસાર-વાણીના દોષથી રહિત પૂજાને અભ્યુદયપ્રસાધની અને ત્રીજી મનોયોગસાર-મનના દોષથી રહિત પૂજાને નિર્વાણસાધની, એ રીતે યથાર્થ સંજ્ઞાવાળી-નામ મુજબ ફલને આપનારી ત્રણ પ્રકારની પૂજા કહેલી છે. (૭)

એ ત્રણ પ્રકારની પૂજાના અન્વર્થ એવા બીજા પણ ત્રણ નામ શ્રી પૂજાવિંશિકામાં ભગવાન શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજે કહેલાં છે. સમન્તભદ્રા, સર્વમંગલા અને સર્વસિદ્ધિ-ફલા. પ્રથમ પૂજા પ્રથમ અવંચક યોગથી અવિરતિ સમ્યગ્દૃષ્ટિને હોય છે. બીજી પૂજા દ્વિતીય અવંચક યોગથી ઉત્તરગુણધારી શ્રાવકને હોય છે. ત્રીજી પૂજા તૃતીય અવંચક યોગથી મૂલોત્તર ગુણધારી પરમ શુદ્ધ શ્રાવકને હોય છે. પ્રથમ પૂજામાં પૂજક પોતે સુગન્ધિત પુષ્પાદિની સામગ્રી લાવે છે. દ્વિતીય પૂજામાં ક્ષેત્રાન્તરથી બીજા પાસે મંગાવે છે. તૃતીય પૂજામાં ત્રણ લોકમાં જેટલી સુંદર વસ્તુઓ છે તે નન્દનવનગત પારિજાત કુસુમાદિ સર્વને મનથી પોતે લાવે છે. અખિલ ગુણાધિક-સમસ્ત પ્રાણીગણથી અધિક ગુણવાન શ્રી જિનેશ્વરદેવની પૂજા અખિલગુણાધિક પૂજોપકરણ વડે-સર્વ કરતાં અધિક ગુણ-વાળાં સારભૂત પૂજાના ઉપકરણો વડે બુદ્ધિમાન પુરૂષોએ કરવી જોઈએ. એ રીતે કરેલી પૂજાજ ચિત્તને પરિપૂર્ણ સંતોષ આપનારી થાય છે: અન્યથા નહિ.

અન્ય ગ્રન્થોમાં પંચોપચારી, અષ્ટોપચારી, સર્વોપચારી તથા ત્રણ પ્રકારની પૂજા અન્ય રીતે પણ કહી છે

**પંચોપચારીપૂજા**—ઉપચાર એટલે પૂજાની સામગ્રી-પુષ્પ, અક્ષત, ગંધ, ધૂપ અને દીપ અથવા જળ, ચન્દન, પુષ્પ, ધૂપ અને દીપ એમ પાંચ પ્રકારની પૂજા કહી છે

**અષ્ટોપચારીપૂજા**—પુષ્પ, અક્ષત, ગંધ, દીપ, ધૂપ, નૈવેદ્ય, ફળ અને જળ. એમાં જળપૂજા પ્રથમ કરવાની છે પછી ગંધ (વિલેપન), પુષ્પ, ધૂપ, દીપ, અક્ષત, નૈવેદ્ય અને ફળ અથવા ફળ અને પછી નૈવેદ્ય

**સર્વોપચારી પૂજા**—પૂજાને યોગ્ય સર્વ પ્રકારની વસ્તુઓ વડે પૂજા કરવી તે સત્તરભેદી, એકવીસ પ્રકારી, એકસો આઠ પ્રકારી ઇત્યાદિ અંગ, અગ્ર અને ભાવ એ ત્રણે ભેદોથી પૂજા કરવી, તે પણ સર્વોપચારી પૂજા કહેવાય છે

અંગપૂજાને વિઘ્નોપશામિકા—વિઘ્નોને શમાવનારી, અગ્રપૂજાને અભ્યુદયસાધની-સ્વર્ગાદિ સંપત્તિને આપનારી તથા ભાવપૂજાને નિર્વૃત્તિકારિણી-અવ્યાબાધ સુખ સ્વરૂપ મુક્તિને આપનારી કહેલી છે

**અંગપૂજા**—એટલે પ્રભુના શરીર સંબંધી પૂજા પ્રથમ નિર્માલ્ય ઉતારવું, મોરપીંછીથી પ્રમાર્જના કરવી, પંચામૃતથી અભિષેક કરવો, અંગલૂછણા કરવા, વિલેપન કરવું, નવ અંગે પૂજા કરવી, પુષ્પ ચઢાવવા, અંગરચના કરવી, કસ્તૂરી આદિવડે પ્રભુના શરીરે પત્ર વિગેરેની રચના કરવી, આભૂષણ પહેરાવવા ઈત્યાદિ

અગ્રપૂજા—પ્રભુની આગળ ધૂપ કરવો, દીપક કરવો, અક્ષતાદિ વડે અષ્ટ મંગળ આલેખવાં, પુષ્પના મગર ભરવા, ઉત્તમ ફળ મૂકવા, અશન-પાન-ખાદિમ-સ્વાદિમ એ ચાર પ્રકારનાં નૈવેદ્ય ધરવા, આરતી મંગળદીવો ઉતારવો, ગીતનૃત્ય વાજિંત્રાદિ વગાડવા ઇત્યાદિ.

ભાવપૂજા—ચૈત્યવન્દન, સ્તવન, સ્તુતિ, સ્તોત્ર, જપ અને કેટલાક આચાર્ય મહારાજાના મત પ્રમાણે ગીત, નૃત્ય, વાજિંત્રાદિ પણ ભાવપૂજા ગણાય છે.

## પૂજન વખતે ભાવના.

જલપૂજા—જેમ જલ પ્રક્ષાલનથી બાહ્ય મલનો નાશ થાય છે, તેમ આત્મા સાથે રહેલ કર્મમલ શ્રીજિનેશ્વરદેવની જલપૂજાના અધ્યવસાયથી નાશ પામે છે.

ચંદનપૂજા—જેમ ચન્દનમાં રહેલી શીતલતા બાહ્ય તાપનો નાશ કરે છે તેમ શ્રી જિનેશ્વરની ચંદન પૂજાનો પરિણામ આંતર તાપને નાશ કરે છે.

પુષ્પપૂજા—જેમ પુષ્પમાં દ્રવ્યથી સુગન્ધ રહેલી છે, તેમ શ્રી જિનેશ્વરદેવના પુષ્પ પૂજનથી આત્મામાં ભાવથી સુગન્ધ પ્રગટે છે-મન શુદ્ધ બને છે.

ધૂપપૂજા—જેમ અગ્નિમાં ધૂપ નાંખવાથી સુગંધી ધુમાડો ઉત્પન્ન થઈને ઉંચે ચડે છે, તેમ શ્રીજિનેશ્વરદેવની ધૂપ પૂજાથી કર્મરૂપી કાષ્ઠને બાળવા માટે ધ્યાનરૂપી અગ્નિમાં શુભ ભાવનારૂપી ધૂપ પડવાથી ગુણરૂપી સુગંધ પ્રગટે છે અને આત્મા ઉંચે ચડે છે.

**દીપપૂજા**—દીપક જેમ બાહ્ય અંધકારને દૂર કરે છે, તેમ શ્રીજિનેશ્વરદેવની દીપ પૂજા મોહરૂપી અંધકારનો નાશ કરે છે

**અક્ષતપૂજા**—જેમ અક્ષત શ્વેત અને અખંડ હોય છે, તેમ શ્રીજિનેશ્વરદેવની અક્ષત પૂજાથી અક્ષય અને અખંડ એવા સિદ્ધિપદની પ્રાપ્તિ થાય છે

**નૈવેદ્યપૂજા**—જેમ શ્રી જિનેશ્વર દેવો નૈવેદ્ય-આહારની મૂર્છાનો ત્યાગ કરી અનાહારી તથા અવેદીપદને પામ્યા છે, તેમ નૈવેદ્યવડે શ્રી જિનેશ્વરદેવની પૂજા કરનારો આત્મા પણ આહારના રસની અભિલાષાનો ત્યાગ કરી નિરાહારી તથા નિર્વેદીપદને પામે છે

**ફલપૂજા**—ઉત્તમ, તાજા અને મધુર રસવાળા ફળોવડે શ્રીજિનેશ્વરદેવની પૂજા કરવાથી સર્વોત્તમ, અભિનવ અને જ્ઞાનાદિ ગુણોના અનંત રસથી ભરપૂર સદા સ્થિર અને શાશ્વત એવું મોક્ષરૂપી ફલ મળે છે

એ રીતે શ્રીજિનેશ્વરદેવના નવ અંગની પૂજા પુણ્યવંત પ્રાણીઓના ઘર આગળ નવનિધાન પ્રગટાવે છે

## નવઅંગપૂજા વખતે વિચારણા

**અંગુષ્ઠપૂજા**—શરીરનું સર્વથી જઘન્ય અંગ ચરણ-પગ છે પ્રભુની અપેક્ષાએ પોતાની અવસ્થા અતિજઘન્ય છે એ સૂચવવા માટે સૌથી પ્રથમ શ્રીજિનચરણના અંગૂઠાની પૂજા છે અંગુષ્ઠપૂજાથી અતિશય ભક્તિ તથા નમ્રતા સૂચવાય છે

જાનુપૂજા—એ જાનુ-ઢીંચણના બળે પ્રભુ કાયોત્સર્ગ ધ્યાને રહ્યા છે, કર્મ ખપાવી કેવળજ્ઞાન પામ્યા છે: અને દેશવિદેશમાં વિહાર કરી અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ્યા છે, તેથી પ્રભુના જાનુ પૂજવા યોગ્ય છે.

મણિબંધપૂજા—પ્રભુના બે હાથ વડે ક્રોડો સોનૈયાનું દાન દેવાયું છે: રોજના એક ક્રોડને આઠ લાખના હીસાબે એક વર્ષમાં ૩૮૮ ક્રોડ ને ૮૦ લાખ સોના મહોરોનું દાન દેવાયું છે અને જગતની દરિદ્રતાનો નાશ કરાયો છે: એ કારણે પ્રભુના એ હાથના કાંડા-મણિબંધ પૂજવા યોગ્ય છે.

સ્કંધપૂજા—વીર્યાન્તરાયકર્મના ક્ષયથી પ્રભુમાં અનંતવીર્ય પ્રગટે છે, તેથી તેમના ખભામાંથી માન જાણે અપમાન પામીને ચાલી ગયું છે. તથા ભૂજાના અપૂર્વ બળ વડે તેઓ સમસ્ત ભવસાગરને તરી ગયા છે. એ કારણે પ્રભુની બંને ભુજાઓ પૂજવા યોગ્ય છે.

શિરપૂજા—મોહનીય કર્મનો સર્વથા ક્ષય કરી, બારમા ગુણઠાણાના ચરમ સમયે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય કર્મનો ક્ષય કરી, કેવળજ્ઞાન પામી, આયુષ્યના અંતે વેદનીય, નામ, ગોત્ર અને આયુષ્યકર્મનો ક્ષય કરી, ચૌદ રાજલોકના મસ્તકભાગને પ્રભુએ અલંકૃત કર્યું છે. તે કારણે પ્રભુના મસ્તક પર રહેલી શિખા-ચોટલી પૂજવા યોગ્ય છે.

લલાટપૂજા—ત્રીજા ભવે સમ્યક્ત્વ સહિત 'સવિ જીવ કરૂં શાસનરસી'ની શુભ ભાવનાપૂર્વક વીસસ્થાનકોની

આરાધના કરી જેઓએ શ્રીજિન-નામકર્મની નિકાચના કરી છે અને ત્રણ લોકને વિષે તિલક સમાન તીર્થંકર પદવીને છેલ્લા ભવમાં પ્રાપ્ત કરી છે, તેને યાદ લાવવા માટે પ્રભુનું ભાલસ્થળ પૂજવા યોગ્ય છે

**કંઠપૂજા**—મેઘસમાન ગંભીર ધ્વનિવડે સમવસરણમાં બેસીને જે પ્રભુએ નિરતર બબ્બે પ્રહર સુધી ધર્મોપદેશ આપીને અનેક જીવોનો ઉદ્ધાર કર્યો છે, તે પ્રભુનો કંઠ ભવ્ય આત્માઓને પૂજવા યોગ્ય છે

**હૃદયપૂજા**—પ્રભુનું હૃદય અપરાધી ઉપર પણ સદા ક્ષમાગુણને ધારણ કરતું હતું તથા અનુકૂલ અને પ્રતિકૂલ ઉપસર્ગો વખતે સમભાવે રહેતું હતું, એ કારણે હૃદયની પૂજના કરવા યોગ્ય છે

**નાભિપૂજા**—શરીર રચનાનું મૂલ જેમ નાભિ છે, તેમ પ્રવચન-દ્વાદશાંગીના મૂલ પ્રણેતા પ્રભુ છે પ્રભુના પાંચે કલ્યાણકો લોકની નાભિ સમાન તીર્છાલોકમાં થયા છે તથા ચક્રની નાભિને વિષે જેમ આરા ખીચોખીચ ભરેલા હોય છે તેમ પ્રભુને વિષે પણ અનતા ગુણો પરિપૂર્ણ રીતે ભરેલા છે, એ કારણે પ્રભુની નાભિ પૂજવા યોગ્ય છે

## શ્રીજિનપૂજામાં દાનાદિ અને વ્રતાદિ ધર્મોની આરાધના

**દાનધર્મ**—શ્રી જિનેશ્વરદેવ એ રત્નપાત્ર છે શ્રીજિન પૂજન માટે અક્ષત, ફળ, અને નૈવેદ્ય આદિ ઉત્તમ દ્રવ્યોનો

ઉપયોગ કરનાર પોતાના દ્રવ્યો વડે રત્નપાત્રની ભક્તિ કરે છે, તેથી તેને દાનધર્મની સર્વોત્તમ આરાધના થાય છે.*

**શીલધર્મ**—પાંચે ઇન્દ્રિયોને વશમાં રાખવી તે શીલધર્મ છે. શ્રીજિનપૂજામાં જેટલો કાળ જાય છે, તેટલો કાળ પાંચે ઇન્દ્રિયો સંવરભાવને પ્રાપ્ત કરે છે.

**તપધર્મ**—શ્રીજિનેશ્વરદેવના પૂજનકાળમાં ચારે પ્રકારના આહારનો ત્યાગ થાય છે, તેથી બાહ્ય તપ થાય છે અને શ્રીજિનેશ્વરદેવની પૂજાથી વિનય, વૈયાવચ્ચ, ધ્યાન આદિ થાય છે, તેથી અભ્યંતર તપ પણ સધાય છે.

**ભાવધર્મ**—શુભ ભાવ વિના સંસારનાં કાર્યોને છોડી શ્રીજિનપૂજામાં સમય ગાળી શકાતો નથી. માટે શ્રી જિનપૂજામાં પ્રવર્ત્તનારને શુભ ભાવ અવશ્ય હોય છે. શ્રીજિનપૂજા

---

* શ્રી જિનેશ્વરદેવોને દાનની ક્યાં જરૂર છે? એમ ન કહેવું. કારણકે શ્રી જિનેશ્વરદેવોને દાનની જરૂર નથી માટે જ તેઓ સર્વોત્તમ પાત્ર છે. જેઓ દાનગ્રહણ નથી કરતા, તેઓને દાન આપવાનું શું ફળ! એમ પણ ન કહેવું. કારણકે ગ્રહણક્રિયા અનેક પ્રકારની હોય છે. તેમાં અનિષેધક પણ ગ્રહણ કરનાર જ ગણાય છે. અન્યથા જેઓ પોતાની પૂજાના અભિલાષી નથી, તેઓ બધા દાન સન્માનાદિને પાત્ર નથી, એમ માનવું પડે અને અભિલાષી છે તેટલા જ દાનને પાત્ર ગણાય. પરન્તુ જગતમાં તેમ કોઈ માનતું નથી. ઉલટું જે પોતાના સન્માનાદિની અભિલાષા રાખે છે, તેઓ અપાત્ર ગણાય છે અને મનથી પણ અભિલાષા રાખતા નથી તેઓ જ સર્વોત્તમ ભક્તિને પાત્ર ગણાય છે. શ્રી જિનેશ્વરદેવો પણ પોતાની પૂજાને સર્વથા ઇચ્છતાં નથી, માટે જ સર્વોત્તમ ભક્તિને પાત્ર છે.

. શ્રી જિનેશ્વરદેવોના પાંચે કલ્યાણકો, જન્માવસ્થા,
. .. અને કેવળી અવસ્થા વિગેરેની પણ ભાવના
ની હોય છે, તેથી ભાવધર્મ પણ અવશ્ય સધાય છે.

**અહિંસાધર્મ**—શ્રીજિનપૂજા વખતે શ્રીજિનપૂજાના
ર સિવાયની સર્વક્રિયાનો ત્યાગ થાય છે, તેથી સંસારનાં
સંબંધી થતી સર્વ હિંસાનો તેટલા વખત માટે
થતો હોવાથી અહિંસાધર્મ પણ સધાય છે.

**સત્યધર્મ**—શ્રીજિનપૂજનના કાળમાં અસત્ય બોલ-
હોતું નથી માટે સત્યધર્મ પણ સધાય છે.

**અસ્તેયધર્મ**—શ્રીજિનપૂજન વખતે ચોરી કરવાની
નથી અને શ્રીજિનપૂજન માટે પણ ચોરી આદિ કરવાનો
ધ છે, તેથી અસ્તેય ધર્મની આરાધના થાય છે.

**બ્રહ્મચર્યધર્મ**—શ્રીજિનપૂજનના કાળમાં મન વચન
કાયાથી શુદ્ધ શીલનું પાલન થાય છે અને સ્વસ્ત્રી સંબંધી પણ
વિકાર હોતો નથી, તેથી બ્રહ્મચર્યધર્મ પણ સધાય છે.

**અપરિગ્રહધર્મ**—શ્રીજિનપૂજન માટે મંદિરમાં
પ્રવેશ કરતી વખતે જ 'નિસીહિ' કહીને પ્રવેશ કરવાનો
હોય છે, તેથી તેટલા વખત માટે સંસારના આરંભ પરિગ્ર-
હનાં સર્વ કાર્યોનો નિષેધ થવાથી અપરિગ્રહધર્મ પણ સધાય છે.

**સમ્યક્‌ત્વધર્મ**—શ્રીજિનપૂજા એ સુદેવની ઉપાસના
હોવાથી સમ્યક્‌ત્વની કરણી છે. કુદેવની ઉપાસના
મિથ્યાત્વ છે અને શ્રીજિનપૂજાથી કુદેવની ૭
ાત્વનો ત્યાગ ... તેથી સમ્યક્‌ત્વધર્મ પણ

**ચારિત્રધર્મ**—શ્રીજિનપૂજા એ લૌકિક ઋદ્ધિ સિદ્ધિની પ્રાપ્તિ અર્થે કરવાની નથી હોતી. કિન્તુ જ્ઞાન દર્શન ચારિત્રરૂપી રત્નત્રયી તથા તેની આરાધનાના ફળરૂપ મુક્તિની પ્રાપ્તિ અર્થે હોય છે. તેથી શ્રીજિનપૂજા કરનારો આત્મા રત્નત્રયીનો ઉપાસક બને છે. તેના પ્રતાપે આ જન્મમાં અગર જન્માંતરમાં તેને સર્વવિરતિ ધર્મની અવશ્ય પ્રાપ્તિ થાય છે.

**રત્નત્રયી**—શ્રીજિનેશ્વરદેવ એ પરમ સર્વવિરતિધર ઉત્કૃષ્ટ સાધુપુરૂષ છે, તેમની સેવા કરવાથી સર્વવિરતિને આવરણ કરનારૂં ચારિત્રમોહનીયકર્મ નાશ પામે છે. તેથી જીવ વહેલો યા મોડો સર્વવિરતિને પામે છે. શ્રીજિનેશ્વરદેવ, એ ક્ષાયિક સમ્યક્ત્વને પામેલા છે. તેથી તેમની પૂજા કરનારને સમ્યક્ત્વનું આવારક દર્શનમોહનીય કર્મ નાશ પામે છે. શ્રી જિનેશ્વર દેવ, એ ક્ષાયિક જ્ઞાન-કેવળજ્ઞાનને વરેલા છે, તેથી તેમની પૂજા કરનાર આત્માના પણ કેવળજ્ઞાનાવરણીય કર્મો નાશ પામે છે. એ રીતે શ્રીજિનેશ્વરદેવની દ્રવ્ય-ભાવ ઉભય પ્રકારે પૂજા કરનારને દાનાદિક ધર્મો, વ્રતાદિક ધર્મો અને જ્ઞાનાદિક ગુણોની આંશિક સાધના નિરંતર થાય છે.

## શ્રી જિનપૂજાથી આઠે કર્મનો ક્ષય.

**જ્ઞાનાવરણીયકર્મ**—ચૈત્યવંદન, સ્તુતિ અને સ્તોત્રાદિવડે શ્રીજિનગુણનું જ્ઞાન થવાથી જ્ઞાનાવરણીય કર્મ નાશ પામે છે.

**દર્શનાવરણીયકર્મ**—શ્રીજિનમૂર્તિનાં દર્શનાદિ કરવાથી નેત્રોનું સાફલ્ય થવા સાથે દર્શનાવરણીય કર્મ નાશ પામે છે.

**વેદનીયકર્મ**—જીવયતના અને જીવદયાની ભાવનાપૂર્વક શ્રી જિનપૂજા થતી હોવાથી અશાતાવેદનીય આદિ કર્મનો ક્ષય થાય છે

**મોહનીયકર્મ**--શ્રી અરિહંત પરમાત્માના ગુણના સ્મરણથી દર્શનમોહનીય અને શ્રી સિદ્ધપરમાત્માના ગુણના સ્મરણથી ચારિત્રમોહનીય કર્મ નાશ પામે છે

**આયુષ્યકર્મ**—અક્ષયસ્થિતિને વરેલા શ્રીજિનેશ્વરદેવના પૂજનના શુભ અધ્યવસાયથી ચારે ગતિના આયુષ્ય કર્મનો છેદ થાય છે

**નામકર્મ**—શ્રીજિનેશ્વરદેવના નામસ્મરણ આદિથી સસારમાં વિચિત્ર પ્રકારના નામ અને આકાર અપાવનાર નામ કર્મનો નાશ થાય છે.

**ગોત્રકર્મ**—શ્રી જિનેશ્વરદેવને વદનાદિ કરવાથી નીચ ગોત્ર કર્મનો ક્ષય થાય છે

**અંતરાયકર્મ**—શ્રીજિનપૂજામા શક્તિ, સમય તથા દ્રવ્યાદિનો સદુપયોગ થવાથી દાનાંતરાય આદિ પાચે પ્રકારના અતરાય કર્મનો ક્ષય થાય છે

શ્રી જિનપૂજનમાં થતા ઉપરોક્ત લાભોનું અહીં માત્ર સામાન્ય વર્ણન કર્યું છે ભાવવૃદ્ધિથી લાભની વૃદ્ધિ અને ભાવની હાનિથી લાભની હાનિ સમજી લેવાની છે કોઈ આત્મા દુષ્ટ અધ્યવસાયથી પણ શ્રીજિનેશ્વરદેવની પૂજા કરે તો તેને લાભના બદલે હાનિ પણ થાય, એ વાત સમજી

શકાય તેવી છે. પરન્તુ દુષ્ટ અધ્યવસાયથી પૂજા કરનારા હોય છે, તેથી શુભ અધ્યવસાયથી પૂજા કરનારા કોઇ હોતા નથી, એમ માની લેવાનું નથી. બલ્કે શ્રીજિનપૂજા કરનાર મોટે ભાગે શુભ અધ્યવસાયવાળા જ હોય છે અને જે કોઈ દુષ્ટ અધ્યવસાયવાળા હોય છે, તેને પણ નિરંતર શ્રીજિનપૂજા કરવાથી સુધરવાનો યોગ પ્રાપ્ત થાય છે. ભાવશુદ્ધિ પૂર્વક શ્રીજિનપૂજન થાય, એ માટે જરૂરી જ્ઞાન તથા સમજ આપવા, શાસ્ત્રકારો તથા સદ્ગુરૂઓ નિરંતર પ્રયાસ કરે છે. આ પુસ્તકમાં પણ તેવો જ પ્રયાસ કરવામાં આવ્યો છે. તેનો લાભ લઇ શ્રીજિનપૂજનમાં પ્રવૃત્ત થનાર આત્માને ઉપરોક્ત સર્વ પ્રકારના લાભો અવશ્ય પ્રાપ્ત થાય છે.

## પ્રકરણુ—અઢારમું.

# શ્રીજિનપૂજાસંબંધી—શંકા—સમાધાન.

પ્રશ્ન૦ શ્રીજિનપૂજામાં ષટ્જીવનિકાયનો વધ થાય છે, માટે પૂજા કરવા યોગ્ય નથી

સમાધાન૦ શ્રીજિનપૂજામાં જલ અને વનસ્પતિ આદિના જીવોનો વધ પણ ગૃહસ્થોને કૂવાના દૃષ્ટાંતથી ગુણકારક માન્યો છે જેમ કૂવો ખોદવામાં ખોદવાના શ્રમ કરતાં જલની પ્રાપ્તિથી થનારૂ સુખ અધિક છે, તેમ કાયવધ થવા છતા ગૃહસ્થોને શ્રીજિનપૂજામાં શુભ અધ્યવસાય હોવાથી લાભ અધિક છે, એટલુ જ નહિ પણ શ્રીજિનપૂજાની પ્રવૃત્તિથી અન્યત્ર સંસારના પ્રયોજનમાં થતા કૃષિ આદિકના અધિક આરંભથી નિવૃત્ત થવાય છે એમ ઉભય રીતે શ્રીજિનપૂજા ગુણકારક છે

પ્રશ્ન૦ શ્રીજિનેશ્વરદેવની પૂજા કરવાથી તેમને કાંઈ લાભ થતો નથી, માટે તેમની પૂજામાં દ્રવ્યવ્યયાદિ કરવો, તે નિષ્પ્રયોજન છે

સમાધાન૦ શ્રીજિનપૂજાથી શ્રીજિનેશ્વરદેવોને ઉપકાર થતો નથી. તો પણ પૂજા કરનારને મન્ત્રાદિના દૃષ્ટાન્તથી ઉપકાર અવશ્ય થાય છે, જેમ મન્ત્રનું સ્મરણ કરવાથી મન્ત્રને, અગ્નિનું આસેવન કરવાથી અગ્નિ

કે વિદ્યાનો અભ્યાસ કરવાથી વિદ્યાને કાંઈ ઉપકાર થતો નથી, તો પણ સ્મરણ, સેવન અને અભ્યાસ કરનારને વિષ ઉતરવા રૂપ, શીત દૂર થવા રૂપ અને વિદ્યા સિદ્ધ થવા રૂપ ઉપકાર અવશ્ય થાય છે. તેમ શ્રીજિનેશ્વરદેવની પૂજા કરવાથી તેમને કોઈ પણ પ્રકારનો ઉપકાર થતો નથી તો પણ પૂજકને શુભ અધ્યવસાયથી અશુભ કર્મની નિર્જરા તથા વિશિષ્ટ પુણ્યના બંધનો લાભ અવશ્ય થાય છે.

**પ્રશ્ન૦** ભગવાન કૃતકૃત્ય છે. તેમના કોઈ પણ પ્રયોજનો બાકી રહ્યાં નથી, તેથી તેમની પૂજા નિરર્થક છે.

**સમાધાન૦** ભગવાન સર્વથા કૃતકૃત્ય છે, માટે જ તેઓ પૂજાને યોગ્ય છે. જેઓ કૃતકૃત્ય થયા છે, જેમનાં સર્વ પ્રયોજનો સિદ્ધ થઈ ચૂકયા છે, તેઓ જ ઉત્કૃષ્ટ ગુણવાન ગણાય છે. એવા ઉત્કૃષ્ટ ગુણવાનની પૂજા કરવી એ સર્વથા યોગ્ય છે.

**પ્રશ્ન૦** શ્રી જિનપૂજા કરવા કરતાં તેમની આજ્ઞાનું પાલન કરવું એજ શ્રેષ્ઠ છે. કહ્યું છે કે—

'वीतराग! सपर्यायास्तवाज्ञा पालनं परम् ।'

'હે વીતરાગ! તારી પૂજા કરતાં પણ તારી આજ્ઞાનું પાલન શ્રેષ્ઠ છે.' તો પછી જેઓ સત્ય બોલે છે, નીતિથી ચાલે છે, તપ કરે છે અને બીજા પણ શ્રીજિનેશ્વરદેવોએ કહેલાં સામાયિકાદિ નિરવદ્ય અનુષ્ઠાનો આચરે છે, તેઓને શ્રીજિનપૂજા કરવાની શું જરૂર છે?

**સમાધાન૦ શ્રીજિનપૂજા કરવી, એ પણ શ્રીજિનેશ્વરદેવોની [1]આજ્ઞાનું પાલન જ છે. પૂજા કરતાં આજ્ઞાપાલન**

---

૧–કહ્યું છે કે—

'उचितद्रव्यस्तवस्याऽपि आज्ञापालनरूपत्वात् भावस्तवाङ्गतया विधानादिति ।'

ધર્મબિન્દુ અધ્યાય ૬–સૂત્ર ૪૬–૪૭

ઉચિત દ્રવ્યસ્તવ–શ્રીજિનેશ્વરદેવોની દ્રવ્યપૂજા પણ શ્રીજિનેશ્વરદેવોની આજ્ઞાના પાલન રૂપ છે. કારણ કે–દ્રવ્યસ્તવનું વિધાન ભાવસ્તવ–શુદ્ધયતિધર્મના કારણ રૂપ છે.

વિષયપિપાસાદિ કારણો વડે સાધુધર્મ રૂપી મન્દિરના શિખર પર આરોહણ કરવાને અસમર્થ છતાં ધર્મને કરવાની ઇચ્છાવાળા પ્રાણીને માટે બીજા મોટા સાવદ્યથી નિવૃત્ત થવાનો બીજો કોઈ પણ ઉપાય દેખાતો નથી ત્યારે શ્રીજિનેશ્વરદેવો તેને માટે સદારંભ રૂપ શ્રી જિનપૂજાદિ દ્રવ્યસ્તવનો ઉપદેશ આપે છે. કહ્યું છે કે—

"काले सुइभूएणं विसिट्ठपुप्फाइएहिं विहिणा उ ।
सारथुइथोत्तगरुई जिणपूआ होइ कायव्वा ॥ १ ॥"

યોગ્ય કાલે, પવિત્ર બનીને, વિશિષ્ટ પુષ્પાદિ સામગ્રી વડે, શ્રેષ્ઠ સ્તુતિ અને સ્તોત્રાદિ વડે પ્રધાન એવી શ્રીજિનપૂજા વિધિપૂર્વક (નિરંતર) કરવી જોઈએ.—(૧)

દ્રવ્યસ્તવનું ફળ દર્શાવતાં કહ્યું છે કે—

"जिनभवन जिनबिम्ब जिनपूजां जिनमत च य. कुर्यात् ।
तस्य नरामरशिवसुखफलानि करपल्लवस्थानि ॥ २ ॥"

શ્રીજિનભવન, શ્રીજિનબિમ્બ, શ્રીજિનપૂજા અને શ્રીજિનમતને જે કરે છે, તેને નરસુખો, સુરસુખો અને શિવસુખો રૂપી ફળો કરપલ્લવમાં–હથેલીમાં આવી મળે છે. (૨)

એ રીતે શ્રી જિનપૂજાદિ દ્રવ્યસ્તવ પણ ભગવાનની આજ્ઞા–ઉપદેશના પાલન રૂપ જ છે.

શ્રેષ્ઠ છે એ કથન જેઓ પૂજા કરે છે અને સત્ય બોલવું, વિગેરે બીજી આજ્ઞાઓને પાળતા નથી; તેઓ માટે છે. પરન્તુ જેઓ સત્ય બોલવું વિગેરે બીજી આજ્ઞાઓને પાળે છે અને શ્રી જિનપૂજા કરવાની આજ્ઞાને પાળતા નથી, તેઓની સઘળી પણ ધર્મક્રિયાઓને શાસ્ત્રકારોએ નિષ્ફળ કહી છે. કહ્યું છે કે—

"લાંબા કાળ સુધી તપ તપ્યો, ચારિત્ર પાળ્યું અને ઘણું પણ શ્રુત ભણ્યો છતાં જેને શ્રીજિનપૂજાનો મનોરથ થયો નથી, તેનું સઘળું નિષ્ફળ ગયું સમજવું. શ્રીજિનપૂજાના મનોરથ વિનાનો તપ એ લંઘન છે, ચારિત્ર એ કાયકષ્ટ છે અને શ્રુત એ મિથ્યા છે. શ્રીજિનપૂજા એ મિથ્યાત્વરોગનું ઔષધ છે. એ ઔષધનું જેઓ ભાવથી સેવન કરતા નથી, તેઓનો મિથ્યાત્વરૂપી રોગ નાશ પામતો નથી. મિથ્યાત્વયુક્ત ધર્માનુષ્ઠાનને શાસ્ત્રકારોએ અંક વિનાના મીંડા તુલ્ય ગણેલું છે.

પ્રશ્ન૦ શ્રી જિનપૂજા એ દ્રવ્યસ્તવરૂપ છે અને દાનાદિ ધર્મોનું આસેવન એ ભાવસ્તવરૂપ છે. ભાવસ્તવ કરનારને દ્રવ્યસ્તવની શી જરૂર ?

સમાધાન૦ શ્રીજિનમતમાં ધર્મના ચાર પ્રકાર કહ્યાં છે. દાન, શીલ, તપ અને ભાવ. તેમાં ભાવ વિનાના દાનાદિ ત્રણ ધર્મોને શેરડીના પુષ્પની જેમ નિષ્ફળ માનેલા છે. દાનાદિ ત્રણ ધર્મોને સફળ બનાવનાર 'ભાવ' છે. એ ભાવની પ્રાપ્તિ માટે અનેક પ્રકારો

બતાવ્યા છે. તેમાં શ્રીજિનપૂજા મુખ્ય છે શ્રીજિન-
પૂજા એ સમ્યક્ત્વને નિર્મળ કરનાર છે. સમ્યક્ત્વની
શુદ્ધિ ભાવને વધારે છે અને ભાવની વૃદ્ધિપૂર્વક થતાં
ધર્માનુષ્ઠાન, એ જ પરિપૂર્ણ ફળદાયી નિવડે છે. શ્રી
જિનપૂજા એ દ્રવ્યસ્તવ રૂપ છે તેમ સમ્યક્ત્વની કરણી
હોવાથી ભાવ ધર્મ રૂપ પણ છે. દ્રવ્યસ્તવ રૂપ હોવાથી
શ્રીજિનપૂજા એ જેમ દાનાદિથી ગૌણ છે, તેમ સમ્યક્ત્વની
કરણીરૂપ ભાવધર્મ રૂપ હોવાથી શ્રીજિનપૂજા એ
દાનાદિથી મુખ્ય પણ છે. શ્રીજિનમતમાં સઘળી પ્રરૂપણા
ગૌણ મુખ્ય ભાવે હોય છે. એને નહિ સમજનાર
એક વસ્તુનું એકાંતે સ્થાપન કરવા જતાં અન્ય વસ્તુનો
નિષેધ કરી બેસે છે અને તેથી માર્ગનો લોપ થાય છે.

પ્રશ્ન૦ દાન શીલ અને તપ વિનાની શ્રીજિનપૂજા વધે
કે શ્રીજિનપૂજા વિનાના દાન, શીલ અને તપ વધે ?

સમાધાન૦ શ્રીજિનપૂજાથી નિરપેક્ષપણે થતા . દાન, શીલ
કે તપ એટલા માટે નિરર્થક છે કે તેમાં પોતે આચરેલા
સ્વલ્પ દાન, શીલ અને તપની આરાધના છે અને શ્રી
જિનેશ્વરોએ આચરેલા અનલ્પ-ઘણા દાન શીલ અને
તપની વિરાધના છે. કર્મવશાત્ શક્તિ અને સામર્થ્યના
અભાવે દાન, શીલ અને તપનું સેવન ન પણ થઈ શકતું
હોય તો પણ શ્રીજિનપૂજામાં રક્ત રહેનાર આત્મા
શ્રીજિનેશ્વરદેવોએ આચરેલા અનલ્પ-ઘણા ધર્મનો
આરાધક બને છે અને એ દ્વારા કાલક્રમે પોતાના
આત્માને ચઢાવનારો થાય છે. મુખ્ય

છે કે દાન, શીલ અને તપમાં શ્રીજિનપૂજાની સાપેક્ષતા જોઈએ અને શ્રીજિનપૂજામાં દાન, શીલ અને તપની સાપેક્ષતા જોઈએ. જેઓ દાન, શીલ અને તપનું સેવન કરવા છતાં અધિક દાતાર, અધિક શીલવાન્ અને અધિક તપસ્વી એવા શ્રીજિનેશ્વરદેવની પૂજા પ્રત્યે આદરવાળા નથી તથા જેઓ શ્રીજિનેશ્વરદેવની પૂજા કરવા છતાં અધિક દાતાર અધિક શીલવાન્ અને અધિક તપસ્વી બનવા પ્રત્યે આદરવાળા નથી-તેઓ બન્ને આરાધક નથી. જેમ શ્રીજિનેશ્વરદેવ મહાદાની, મહા શીલવાન અને મહા તપસ્વી છે માટે તેમની નિરંતર પૂજા કરવી જોઈએ. તેમ શ્રીજિનેશ્વરદેવની પૂજા કરનારે દિન પ્રતિદિન અધિક દાની, શીલવાન અને તપસ્વી બનવા પ્રયાસ કરવો જોઈએ. એ રીતે કરનાર બન્ને આરાધક બને છે.

## પ્રકરણ—ઓગણીસમું.

# શ્રીવીતરાગ—દર્શનનો—મહિમા.

વીતરાગનું દર્શન ચન્દ્રની જેમ પાપ રૂપી તાપને શમાવે છે. સૂર્યની જેમ અજ્ઞાન તિમિરને હઠાવે છે. મેઘની જેમ ભવદવને શાન્ત કરે છે. અગ્નિની જેમ કર્મકાષ્ઠનું દહન કરે છે. પવનની જેમ કર્મરજને ઉડાવી દે છે. દર્પણની જેમ આત્મસ્વરૂપ બતાવે છે. દીપકની જેમ મોહાંધકારનો નાશ કરે છે. ઔષધની જેમ ભવરોગને દૂર કરે છે. ચક્ષુની જેમ સત્પથને દેખાડે છે. ચિન્તામણિની જેમ સર્વ કામનાને પૂર્ણ કરે છે. અમૃતની જેમ ભાવ રોગનું નિવારણ કરે છે. જહાજની જેમ ભવસાગરથી પાર ઉતારે છે અને ચન્દનની જેમ ગુણસુવાસને પ્રગટાવે છે.

વીતરાગના દર્શનથી વીતરાગ ભાવના પ્રગટ થાય છે: પાપસેના નબળી પડે છે: વિષયકષાયો પાતળા થાય છે: પાપપંક સૂકાઇ જાય છે: દુષ્ટ વાસનાઓ નિર્મૂળ થાય છે: સમતાભાવ વૃદ્ધિ પામે છે: ભવભ્રમણ ટૂંકુ થાય છે. શ્રીવીતરાગ દેવ સંસારના વિસ્તારને વિણસાવનારા છે, ભાવરત્નના ખજાના છે, ત્રણ ભુવનના મુકુટ છે, આનંદના દેનાર છે, કૃપાના ભંડાર છે, નરકકૂપમાંથી ઉદ્ધરનારા છે, ભવાટવીના સાર્થવાહ છે, ભવસાગરના નિર્યામક છે અને મોક્ષમાર્ગના નાયક છે.[1]

---

૧–નિર્મળ છતાં કૃપાળુ છે, નિર્ગ્રન્થ છતાં પરમૈશ્વર્યવાન્ છે, વિરક્ત છતાં અનંત સુખમાં આસક્ત છે, ઉદાસીન છતાં પરમોપકારી

[ વધુ નોંધ ૧૯૮ માં પાનામાં. ]

જે મન વીતરાગનું ધ્યાન કરે છે તે જ સાચું મન છે. બીજું મન ભવમાં ભટકાવનાર છે. જે નયન વીતરાગને નીરખે છે, તે જ સાચાં નેત્ર છે. બીજાં નેત્ર મુખ રૂપી ઘરનાં જાળીયાં છે. જે જીભ વીતરાગના ગુણ ગાવામાં રસિક છે, તે જ સાચી જીભ છે, બીજી જીભ માંસનો ટુકડો—લોચો છે. જે કાન વીતરાગના ગુણોના શ્રવણ કરે છે, તે જ સાચા કાન છે, બીજા કાન માત્ર શરીરના છિદ્રો છે.×

શ્રી વીતરાગ દેવો ચારે નિક્ષેપાઓથી ત્રણે જગતને ત્રણે કાળ પવિત્ર કરતાં જયવંત વર્તે છે. તેઓના આઠ પ્રાતિહાર્યો, ચોત્રીસ અતિશયો અને વાણીના પાંત્રીસ ગુણો જગતના જીવોને મોક્ષમાર્ગ પામવામાં સહાયક નિવડે છે. અનાર્ય દેશનો પાટવી આર્દ્રકુમાર અને યજ્ઞ કરાવનાર શય્યંભવભટ્ટ શ્રી જિનપ્રતિમાના દર્શનથી તત્ત્વજ્ઞાન પામ્યા હતા.

---

[ ૧૦૭ મા પાનાથી આગળની નોંધ. ]
છે, આન્તર શત્રુઓને હણનારા છતાં સમતાવાન્ છે, રાગરહિત છતાં મુક્તિ રૂપ સ્ત્રીને ભોગવનાર છે, રાગાદિ પ્રત્યે નિર્દય છતાં સર્વ પ્રાણીઓ પ્રત્યે દયાળુ છે, બોલાવ્યા વિના સહાય કરનારા છે, કારણ વિના વાત્સલ્ય રાખનારા છે, પ્રાર્થના કર્યા વિના પરનું કાર્ય કરનારા છે, સંબંધ વિના બાંધવ છે, સ્નેહ વિના સ્નિગ્ધ મનવાળા છે, માંજ્યા વિના ઉજ્જ્વળ છે, ધોયા વિના નિર્મળ છે, ક્રોધ વિના વીરવ્રતવાળા છે, નિર્લોભ છતાં અનેક-સેવકના નાથ છે અને મધ્યસ્થ છતાં જગરક્ષક છે.

× વીતરાગનું બિંબ જોતાં જેનું હૃદય હરખે છે, તે તેની ભવ્યતાની નિશાની છે. વીતરાગના ગુણની ૧૦૮ એ પુષ્પમાળાની [illegible] છે, અને વીતરાગની ભક્તિ એ મુક્તિનું [illegible] છે.

શ્રી જિનવદનના પરિણામથી દેડકો સૌધર્મ દેવલોકમાં 'દર્દુરાંક' નામનો શક્રનો સામાનિક દેવ થયો છે. હાસા પ્રહાસાના પતિએ આભિયોગિકપણાના દુષ્કર્મથી મુક્ત થવા દેવલોકમાં દેવાધિદેવની પ્રતિમા ભરાવી હતી. શ્રી જિન-ભક્તિથી ચેટકમહારાજા શક્રેન્દ્રને પણ માનનીય બન્યા હતા. સર્વ દેવેન્દ્રો સંસારનો પાર પામવા શ્રી નંદીશ્વરાદિક તીર્થમાં અઠ્ઠાઈ ઓચ્છવ કરે છે. શ્રી જિનબિમ્બના આકારવાળા મત્સ્યોને જોઈને અન્ય મત્સ્યો જાતિસ્મરણજ્ઞાન પામે છે તથા સમ્યક્ત્વની પ્રાપ્તિ કરી પંચપરમેષ્ઠિનું ધ્યાન ધરતાં દેવલોકમાં ઉત્પન્ન થાય છે. દેવ મનુષ્ય કે નાગકુમારનું અધિ-પતિપણું, એ શ્રી જિનચરણની સેવાના ફળનો લેશ છે. ત્રણ લોકની લક્ષ્મી કે અષ્ટ મહાસિદ્ધિની પ્રાપ્તિ થવી સુલભ છે, કિન્તુ શ્રી જિનચરણની રજના કણીયાઓની પ્રાપ્તિ થવી દુર્લભ છે. મેઘનું જળ જ તળાવમાં હોય છે છતાં તળાવનું જળ કહેવાય છે, તેમ શ્રી જિનના વચનોને લઇને જ હરિ-હરાદિક અન્ય દેવોના મતો ઉત્પન્ન થયા છે તો પણ લોકો તેને હરિહરાદિકના જ માની લે છે. શ્રી જિનેશ્વરદેવની સેવામાં હરિહરાદિક સર્વ દેવોની સેવા સમાઈ જાય છે. જે જે નામો પ્રમાણથી લોકોત્તર સત્વને કહેનારાં છે, તે સર્વે શ્રી અરિહંતનાં જ છે. શિયાળને બોરની પ્રાપ્તિથી જેમ મોટો ઉત્સવ થાય છે તેમ ક્ષુદ્ર પ્રાણીઓને હરિહરાદિક દેવોના હજારો નામની પ્રાપ્તિથી જ અત્યત આનંદ થાય છે. કિન્તુ સિદ્ધ પરમાત્માઓના ગુણો અનત હોવાથી નામ પણ અનત છે અથવા નિર્ગુણ-છદ્મસ્થપણાનો એક પણ ગુણ નહિ હોવાથી એક પણ નામ નથી. શ્રી અરિ[illegible] [illegible]પર-

માત્માનું નરેન્દ્રો દેવેન્દ્રો યોગીન્દ્રો તથા અનુત્તર વિમાનવાસી દેવો પણ નિરન્તર ધ્યાન કરે છે. અરિહંતોનું અર્ચન પૂજન તથા ધ્યાન કરવાથી રાગાદિ આંતર રિપુઓ–શત્રુઓ ઉપર વિજય પ્રાપ્ત થાય છે તથા ભવસમુદ્રમાં ડૂબતા પ્રાણીઓના કર્મરૂપી પાશ કપાઈ જાય છે.

સમુદ્ર જેટલું ભાજન–પાત્ર હોય, નીલગિરિ જેટલો મષીપુંજ–શાહીનો ઢગલો હોય, પૃથ્વી જેટલું પડ–કાગળ હોય, સુરતરૂની શાખા જેટલી કલમ હોય અને સાક્ષાત્ સરસ્વતી દેવી લખનાર હોય તો પણ શ્રી વીતરાગ પરમાત્માના ગુણોની સંખ્યાનો પાર પામી શકાય તેમ નથી. તેથી અનંતકાળે પણ તે સર્વોચ્ચ પુરૂષના ગુણોની સંખ્યા લખી શકાય તેમ નથી.

* * *

## પ્રકરણ—વીસમું.

# શ્રીજિનદર્શન વખતની વિચારણા.

શ્રી જિનમૂર્ત્તિની મુખાકૃતિ જોઇ વિચારવું જોઈએ કે—

અહો ! આ મુખ કેવું સુંદર છે ? કે જેના વડે કોઈના પણ અવર્ણવાદ બોલાયા નથી જેમાંથી કદી હિંસક, કઠોર કે મૃષાવચન નીકળ્યું નથી તેમા રહેલી જીહ્વાથી કદી રસનાના વિષયોનું રાગદ્વેષથી સેવન કરાયું નથી કિન્તુ આ મુખદ્વારા ધર્મદેશના આપીને અનેક ભવ્ય જીવોને આપે આ સસાર સમુદ્રથી પાર ઉતારેલા છે, માટે આપનાં આ મુખને સહસ્રશઃ ધન્યવાદ છે

હે ભગવન્ ! આપની આ નાસિકા દ્વારા સુરભિ કે દુરભિ ગંધ રૂપ ઘ્રાણેન્દ્રિયના વિષયોનો રાગ અગર દ્વેષથી સહિતપણે કદી પણ ઉપભોગ કરાયેલો નથી માટે આપની આ નાસિકાને પણ હજારો વાર ધન્ય છે

હે ભગવન્ આ ચક્ષુદ્વારા પાંચ વર્ણ રૂપ વિષયોનો ક્ષણવારને માટે પણ રાગ અગર દ્વેષથ સહિતપણે કદી પણ ઉપભોગ થયેલો નથી : કોઇ સ્રીની તરફ મોહની દૃષ્ટિથી કે કોઈ દુશ્મનની તરફ દ્વેષની દૃષ્ટિથી જોવાયેલ નથી. માત્ર વસ્તુ સ્વભાવનો વિચાર કરી આપની ચક્ષુઓ સદા સમભાવે રહેલ છે. એવાં આપનાં નેત્રોને કોટિશઃ ધન્યવાદ છે

હે ભગવન્ ! આપના આ બે કાનો વડે વિચિત્ર પ્રકારનાં રાગરાગણીઓ શ્રવણ કરવાના વિષયોનું સરાગપણે સેવન થયેલ નથી. સારા કે નરસા, ભલા કે બૂરા, જેવાં શબ્દો કાને પડ્યા તેવા રાગદ્વેષ રહિતપણે સંભળાયા છે, માટે આપના આ બે કાનો પણ ધન્યવાદને યોગ્ય છે.

હે ભગવન્ ! આપના આ શરીરથી કોઈ પણ જીવની હિંસા આદિનું સેવન થયું નથી. પરન્તુ કેવળ યતના પૂર્વક સર્વને સુખ ઉપજે તેમ વર્ત્તવામાં આવ્યું છે. ગ્રામાનુગ્રામ વિહાર કરી અનેક જીવોનાં સંસાર બંધન તોડાવવામાં આવ્યા છે તથા સર્વ કર્મનો ક્ષય કરી કેવલજ્ઞાન અને કેવલદર્શન પ્રગટાવવામાં આવ્યા છે.

પ્રભુ કાચબાની જેમ ગુપ્તેન્દ્રિય છે. ખડ્ગી–ગેંડાની જેમ એકાકી છે, પક્ષિની જેમ બંધનમુક્ત છે, ભારંડ પક્ષિની જેમ અપ્રમત્ત છે, કુંજર–હાથીની જેમ શોંડીર–પરાક્રમવાન્ છે, વૃષભની જેમ જાત સ્થામ–બળવાન છે, સિંહની જેમ દુર્ધર્ષ છે, મેરૂની જેમ નિષ્પ્રકંપ છે, સાગરની જેમ ગંભીર છે, ચંદ્રની જેમ સૌમ્યલેશ્યાવાળા છે, સૂર્યની જેમ દીપ્તતેજ છે, જાત્યકનકની જેમ જાતરૂપ છે, કાંસ્યપાત્રની જેમ નિર્લેપ છે, શંખની જેમ નિરંજન છે, જીવની જેમ અપ્રતિહત ગતિવાળા છે, આકાશની જેમ નિરાલંબન છે, વાયુની જેમ અપ્રતિબદ્ધ છે, શરદૃઋતુનાં પાણીની જેમ શુદ્ધ હૃદયવાળા છે, કમળના પત્રની જેમ નિરૂપલેપ છે, પૃથ્વીની જેમ સઘળુ સહન કરવાવાળા છે અને સારી રીતે હવન કરેલા અગ્નિની જેમ તેજે કરીને જ્વલંત છે.

પ્રભુનું રૂપ હજારો આંખોથી જોવાયું છે, પ્રભુના ગુણો હજારો મુખોથી પ્રશંસાયા છે, પ્રભુનું જ્ઞાન હજારો હૈયાથી અભિનંદાયું છે, પ્રભુનું બલ હજારો મનોરથ માલાઓથી આકર્ષાયું છે, પ્રભુનું ચરિત્ર હજારો મસ્તકોથી નમસ્કાર કરાયું છે, પ્રભુનો ઉપદેશ હજારો કાનોથી સંભળાયો છે, પ્રભુની કાયા હજારો અંજલિઓથી આદર પામી છે, પ્રભુના કલ્યાણકો હજારો જીવોથી ઉજવાયા છે, પ્રભુના બિંબો હજારો પ્રાણીઓથી પૂજાયા છે, પ્રભુનું નામ હજારો જીવોને તારનારૂં બન્યું છે, પ્રભુનાં ચરિત્રો હજારોને પ્રેરણા આપનારા થયા છે.

પ્રભુ નિરાગી છે, હું રાગી છું. પ્રભુ અદ્વેષી છે, હું દ્વેષી છું. પ્રભુ અક્રોધી છે, હું ક્રોધી છું. પ્રભુ અકામી છે, હું કામી છું. પ્રભુ નિર્વિષયી છે, હું વિષયી છું. પ્રભુ અમાની છે, હું માની છું. પ્રભુ અલોભી છે, હું લોભી છું. પ્રભુ આત્માનંદી છે, હું પુદ્ગલાનંદી છું. પ્રભુ અતીન્દ્રિય સુખના ભોગી છે, હું વિષય સુખનો ભોગી છું. પ્રભુ સ્વભાવી છે, હું વિભાવી છું પ્રભુ અજર છે, હું સજર છું પ્રભુ અક્ષય છે, હું ક્ષય પામવાવાળો છું. પ્રભુ અશરીરી છે, હું શરીરધારી છું. પ્રભુ અચળ છે, હું ચંચળ છું. પ્રભુ અમર છે, હું મરણ પામવાવાળો છું. પ્રભુ નિદ્રા રહિત છે, હું નિદ્રા સહિત છું. પ્રભુ નિર્મોહી છે, હું મોહથી મુંઝાએલો છું પ્રભુ હાસ્ય રહિત છે, હું હાસ્ય સહિત છું પ્રભુ રતિ રહિત છે, હું રતિ સહિત છું. પ્રભુ શોક રહિત છે, હું શોક સહિત છું. પ્રભુ ભય રહિત છે, હું ભય સહિત છું. પ્રભુ દુગંછા રહિત છે, હું દુગંછા સહિત છું પ્રભુ નિર્વેદી છે, હું સવેદી છું. પ્રભુ [illegible] છે, હું કલેશ સહિત છું. પ્રભુ

અહિંસક છે, હું હિંસક છું. પ્રભુ વચન રહિત છે, હું મૃષાવાદી છું. પ્રભુ અપ્રમાદી છે, હું પ્રમાદી છું. પ્રભુ આશા વિનાના છે, હું આશાવાળો છું. પ્રભુ સર્વ જીવોને સુખ દેનાર છે, હું ઘણા જીવોને દુઃખ દેનારો છું. પ્રભુ અવંચક છે, હું વંચક છું. પ્રભુ આશ્રવથી રહિત છે, હું આશ્રવથી દબાએલો છું. પ્રભુ નિષ્પાપ છે, હું સપાપ છું. પ્રભુ કર્મ રહિત છે, હું કર્મ સહિત છું. પ્રભુ સર્વના વિશ્વાસપાત્ર છે, હું અવિશ્વાસપાત્ર છું. પ્રભુ પરમાત્મપદને પ્રાપ્ત થયેલા છે, હું બહિરાત્મપણે વર્ત્તવાવાળો છું. એ રીતે પ્રભુ અનેક ગુણોએ કરી ભરપૂર છે, હું સર્વ પ્રકારના દુર્ગુણોથી પરિપૂર્ણ છું. એજ કારણે હું આ સંસારરૂપ અટવીમાં અનંતકાળ થયાં ભટકયા કરૂં છું. આજે પૂર્ણ ભાગ્યોદયે મને ભગવાનની મૂર્ત્તિનાં દર્શન થયાં અને તેના આલંબનથી મને પ્રભુના ગુણોનું અને મારા અવગુણોનું સ્મરણ થયું. પ્રભુના ગુણો અને મારા અવગુણો સમજવામાં આવ્યા. હવે હું મારા દુર્ગુણોને છોડવાનો પ્રયત્ન કરૂં અને જે માર્ગ પ્રભુએ દર્શાવ્યો છે તે માર્ગે ચાલું. સુખ અને કલ્યાણને માટે જેવી રીતે વર્તવાનું તેઓએ ફરમાવ્યું છે તેવી રીતે વર્તન કરૂં.

એ રીતે ભાવના કરવાથી તથા વિચારવાથી જીવનાં ઘણાં અશુભ અને કિલષ્ટ કર્મો નાશ પામે છે. બોધિ (સમ્યક્ત્વ) જ્ઞપ્તિ (જ્ઞાન) અને વિરતિ (ચારિત્ર) પ્રાપ્ત થાય છે. પરમ્પરાએ મોક્ષનાં અનંત સુખોના અધિકારી થવાય છે.

## પ્રકરણ-એકવીસમું.

# શ્રીવીતરાગ પરમાત્માના દર્શન વખતે સ્તવના.

" दर्शनं देवदेवस्य, दर्शनं पापनाशनम् ।
दर्शनं स्वर्गसोपानं, दर्शनं मोक्षसाधनम् ॥ १ ॥ "

દેવાધિદેવનું દર્શન પાપને નાશ કરનારૂ છે, સ્વર્ગનું સોપાન-પગથીયું છે અને મોક્ષનું સાધન-ઉપાય છે ૧

" अद्याऽभवत् सफलता नयनद्वयस्य,
देव ! त्वदीयचरणाम्बुजवीक्षणेन ।
अद्य त्रिलोकतिलक ! प्रतिभासते मे,
संसारवारिधिरयं चुलुकप्रमाण ॥ २ ॥ "

હે દેવ ! આપના ચરણકમળના જોવાથી આજે મારા બંને નેત્રોની સફળતા થઇ હે ત્રિલોકતિલક ! આજે આ સંસારરૂપી સાગર મને એક ચુલુક જેવડો જણાય છે ૨

" कलेव चन्द्रस्य कलङ्कमुक्ता, मुक्तावलीवोरुगुणप्रपन्ना ।
जगत्त्रयस्याऽभिमत ददाना, जैनेश्वरी कल्पलतेव मूर्त्तिः ॥३॥"

શ્રી જિનેશ્વર [illegible]ની મૂર્ત્તિ ચન્દ્રમાની કલાની જેમ કલંકથી મુક્ત [illegible] માલાની જેમ મનોહર ગુણથી

યુક્ત છે તથા ત્રણ જગતના મનોવાંછિત પૂરા પાડવા માટે કલ્પતરૂની લતાની જેમ શોભે છે. ૩

" धन्योऽहं कृतपुण्योऽहं, निस्तीर्णोऽहं भवार्णवात्।
अनादिभवकान्तारे, दृष्टो येन श्रुतो मया ॥ ४ ॥ "

હું ધન્ય છું—ધર્મરૂપી ધનને પ્રાપ્ત થયેલો છું, હું કૃતપુણ્ય-પુણ્ય કરીને આવેલો છું, હું આ ભવાર્ણવ-ભવ સાગરથી તરી ગયો છું. કારણ કે-અનાદિ ભવાટવીમાં જેને સાંભળ્યા હતા, તેને મેં આજે નજરે જોયા. ૪

" अद्य प्रक्षालितं गात्रं, नेत्रे च विमलीकृते ।
मुक्तोऽहं सर्वपापेभ्यो, जिनेन्द्र ! तव दर्शनात् ॥ ५ ॥ "

હે જિનેન્દ્ર ! આપના દર્શનથી આજે મારૂં શરીર પ્રક્ષાલિત-સ્વચ્છ થયું છે અને મારા નેત્રો નિર્મળ થયાં છે તથા હું સર્વ પાપોથી મુક્ત થયો છું. ૫

" दिट्ठे तुह मुहकमले, तिन्निवि णट्ठाइं निरवसेसाइं ।
दारिद्दं दोहग्गं, जम्मंतरसंचियं पावं ॥ ६ ॥ "

હે ભગવન્ ! આપનું મુખકમળ જોતાં મારી ત્રણ ચીજો સર્વથા નાશ પામી છે. એક દરિદ્રતા, બીજું દૌર્ભાગ્ય-દુર્ભગતા અને ત્રીજું જન્માંતર સંચિત પાપ-પૂર્વજન્મોમાં ઉપાર્જન કરેલું અશુભ કર્મ. ૬

" अन्यथा शरणं नाऽस्ति, त्वमेव शरणं मम ।
तस्मात्कारुण्यभावेन, रक्ष रक्ष जिनेश्वर ! ॥ ७ ॥ "



હે જિનેશ્વર ! તુંજ એક મને શરણુ છે. તારા સિવાય બીજું કોઈ મારે શરણુ છે નહિ. માટે દયા ભાવથી મારૂં રક્ષણુ કર ! રક્ષણુ કર ! ૭



" प्रशमरसनिमग्नं, दृष्टियुग्मं प्रसन्नम्,
वदनकमलमंकः, कामिनीसंगशून्यः ।
करयुगमपि यत्ते, शस्त्रसंबन्धवन्ध्यम्,
तदसि जगति देवो, वीतराग ! त्वमेव ॥ ८ ॥"



હે વીતરાગ ! આપનું દૃષ્ટિયુગલ પ્રશમ રસથી ભરેલું છે, આપનું મુખકમલ પ્રસન્ન છે, આપનો અંક–ખોળો કામિની–સ્ત્રીસંગ રહિત છે, આપના કરયુગ–બે હાથ પણ શસ્ત્રના સંબંધ વિનાના છે. માટે આપજ જગતમાં વીતરાગાદિ ગુણોથી યુક્ત દેવ છો. ૮



" सरसशांतिसुधारससागरं, शुचितरं गुणरत्नमहाकरम् ।
भविकपंकजबोधदिवाकरं, प्रतिदिनं प्रणमामि जिनेश्वरम् ॥९॥"



સરસ સમતારૂપી સુધારસના સાગર, અતિપવિત્ર ગુણરૂપી રત્નોની મહા ખાણરૂપ તથા ભવ્ય જીવરૂપી કમળોને વિકસ્વર કરવા ... સૂર્યસમાન એવા શ્રીજિનેશ્વર દેવને ...સ્કાર કરૂં છું ૯

" किं कर्पूरमयं सुधारसमयं किं चन्द्ररोचिर्मयम्,
किं लावण्यमयं महामणिमयं कारुण्यकेलिमयं ।
विश्वानन्दमयं महोदयमयं शोभामयं चिन्मयम्,
शुक्लध्यानमयं वपुर्जिनपतेर्भूयाद् भवाऽऽलम्बनम् ॥१०॥ "

જિનેશ્વરદેવનું શરીર શું કપૂરમય છે ? અમૃતરસમય છે ? ચન્દ્રકિરણમય છે ? લાવણ્યમય છે ? મહામણિમય છે ? કારૂણ્યની કેલિ–ક્રીડારૂપ છે ? સમસ્ત આનંદમય છે ? મહોદયમય છે ? શોભામય છે ? જ્ઞાનમય છે ? કે શુક્લ ધ્યાનમય છે ? ગમે તે પ્રકારનું જિનપતિનું શરીર સંસારમાં પડતા પ્રાણીઓને આલંબન રૂપ થાઓ. ૧૦

" श्रेयः संकेतशाला सुगुणपरिमलैर्जेयमन्दारमाला,
छिन्नव्यामोहजाला प्रमदभरसरःपूरणे मेघमाला !
नम्रश्रीमन्मराला वितरणकलया निर्जितस्वर्गिशाला,
त्वन्मूर्त्तिः श्रीविशाला विदलतु दुरितं नंदितक्षोणिपाला॥११॥"

હે ભગવન્ ! કલ્યાણની સંકેતશાલા જેવી, સદ્‌ગુણની સુવાસવડે જીતી છે કલ્પવૃક્ષના પુષ્પોની માલા જેણે એવી, મોહની જાળોને છેદી નાંખનારી, આનંદના સમૂહરૂપ સરોવરને પૂરવામાં મેઘમાળા જેવી, નમ્યા છે ઐશ્વર્યધારી મનુષ્યોરૂપી હંસો જેને એવી, દાનની કળાથી જીતી છે દેવલોકની શાળા જેણે એવી અને આનંદિત કર્યા છે પૃથ્વીપાલક રાજા મહારાજાઓને જેણે એવી તથા વિશાળ શોભા–સંપત્તિવાળી આપની મૂર્તિ સર્વે જીવોના પાપને દળી નાંખો–દૂર કરો. ૧૧

" किं पीयूषमयी कृपारसमयी कर्पूरपारीमयी,
किं वाऽऽनन्दमयी महोदयमयी सद्ध्यानलीलामयी ।
तत्त्वज्ञानमयी सुदर्शनमयी निस्तन्द्रचन्द्रप्रभा,
सारस्फारमयी पुनातु सततं मूर्त्तिस्त्वदीया सताम् ॥१२॥ "



હે પ્રભુ ! આપની મૂર્ત્તિ શું અમૃતમય છે ? અથવા કૃપારસમય છે ? અથવા કર્પૂરમય છે ? અથવા શું આનંદમય છે ? અથવા મહોદયમય છે ? અથવા શુભ ધ્યાનની લીલામય છે ? અથવા તત્ત્વજ્ઞાનમય છે ? અથવા સુદર્શનમય છે ? અથવા ઉજ્જ્વળ ચંદ્રની પ્રભાના શ્રેષ્ઠ ઉદ્યોતમય છે ? આવા પ્રકારની આપની મૂર્ત્તિ સજ્જનોને સદા પવિત્ર કરો ૧૨



" धन्या दृष्टिरियं यया विमलया दृष्टो भवान् प्रत्यहं,
धन्याऽसौ रसना यया स्तुतिपथं नीतो जगद्वत्सलः ।
धन्यं कर्णयुगं वचोऽमृतरसः पीतो मुदा येन ते,
धन्यं हृत् सततं च येन विशदस्त्वन्नाममन्त्रो धृतः ॥१३॥ "



તે દૃષ્ટિને ધન્ય છે કે જે નિર્મળ દૃષ્ટિએ હંમેશાં આપનાં દર્શન કીધાં, તે રસના-જીહ્વાને ધન્ય છે કે જેણે જગતવત્સલ એવા આપની સ્તુતિ કીધી, તે કાનને ધન્ય છે કે જેણે આપના વચનરૂપી અમૃતનો રસ આનંદથી પીધો, તથા તે હૃદયને ધન્ય છે કે જેણે સતત્ આપના નામરૂપી નિર્મળ મંત્રને ધારણ કર્યો. ૧૩



" नित्याऽऽनन्दपदप्रयाणसरणी श्रेयोऽवनीसारणी।
संसाराऽर्णवतारणैकतरणी विश्वर्द्धिविस्तारिणी,
पुण्याङ्कुरभरप्ररोहधरणी व्यामोहसंहारिणी,
प्रीत्यै कस्य न तेऽखिलाऽऽर्त्तिहरिणी मूर्त्तिर्मनोहारिणी॥१४॥"

નિત્યાનંદ–મોક્ષપદ પ્રત્યે પ્રયાણ કરવા માટે નિસરણી, કલ્યાણરૂપી પૃથ્વીની નીક, સંસારસાગર તરવા માટે અદ્વિતીય તરણી–હોડી, સમસ્ત ઋદ્ધિના સમૂહને વિસ્તારનારી, પુણ્યરૂપી અંકુરાના પ્રરોહ માટે ધરણી, વ્યામોહને વિણસાવનારી અને સમસ્ત પીડાઓને હરનારી એવી આપની (શ્રી જિનરાજની) મનોહર મૂર્ત્તિ કોની પ્રીતિને માટે ન થાય? १४

" नेत्रे साम्यसुधारसकसुभगे आस्यं प्रसन्नं सदा,
यत्ते चाहितहेतिसंहतिलसत्संसर्गशून्यौ करौ।
अङ्कश्च प्रतिबन्धबन्धुरवधूसम्बन्धवन्ध्योऽधिकम्,
तद्देवो भुवने त्वमेव भवसि श्री वीतरागो ध्रुवम् ॥ १५ ॥"

હે જિનરાજ! આપના બે નેત્રો સમતારૂપી સુધારસવડે અદ્વિતીય મનોહર છે. આપનું મુખ નિરંતર સુપ્રસન્ન છે, આપના હાથ, અહિતકારી શસ્ત્ર સમૂહના સંસર્ગથી શૂન્ય છે તથા આપનો અંક–ખોળો રાગથી મનોહર એવી વધૂઓના સંબન્ધથી વિશેષે કરીને વન્ધ્ય–રહિત છે, તે કારણે હે દેવ! આપજ આ જગતમાં ખરેખર–નિશ્ચે વીતરાગ છો. १५

" सार्वभौमोऽपि माभुवं, त्वद्दर्शनपराङ्मुखः ।
त्वद्दर्शनपरस्वान्तः, त्वच्चैत्ये विहगोऽप्यहम् ॥ १६ ॥ "



હે નાથ ! આપના દર્શનથી રહિત ચક્રવર્તી થવાનું મલે તો પણ તેની મારે જરૂર નથી પરન્તુ આપના દર્શનમાં તત્પર અન્તઃકરણવાળો હું આપના ચૈત્યને વિષે રહેવાવાળો પક્ષી થાઉં તો પણ સારૂ ૧૬



" सा जिह्वा या जिनं स्तौति, तच्चित्तं यत्तदर्पितं ।
तावेव केवलौ श्लाघ्यौ, यौ तत्पूजाकरौ करौ ॥ १७ ॥ "



જે જીભ શ્રી જિનેશ્વર પરમાત્માની સ્તુતિ કરે છે તેજ જીભ છે, જે ચિત્ત પરમાત્માને સમર્પિત છે તેજ ચિત્ત છે અને જે હાથ પરમાત્માની પૂજામાં વપરાય છે તે હાથ જ પ્રશસાને યોગ્ય છે ૧૭



## ત્રણ અવસ્થાઓ

" भाविज्ज अवत्थतियं, पिंडत्थपयत्थरूवरहियत्तं ।
छउमत्थकेवलित्तं, सिद्धत्तं चेव तस्सत्थो ॥ १ ॥ "
" न्हवणच्चगेहिं छउमत्थ-वत्थपडिहारगेहिं केवलियं ।
पलियंकुसग्गेहि अ, जिणस्स भाविज्ज सिद्धत्तं ॥२॥ "



પ્રભુની પિંડસ્થ, પદસ્થ અને રૂપાતીત એ ત્રણ અવસ્થાઓ ભાવવી તેનો અર્થ એ છે કે પ્રભુનું છદ્મસ્થપણું, કેવલીપણું અને સિદ્ધ[illegible]રવું ૧

સ્નપન અને અર્ચનવડે છદ્મસ્થ અવસ્થા ભાવવી, પરિકરમાં રચેલા પ્રાતિહાર્યો વડે કેવલી અવસ્થા ભાવવી તથા પર્યંકાસન અને કાયોત્સર્ગઆસનવડે શ્રી જિનેશ્વરોની અરૂપી સિદ્ધત્વઅવસ્થા ભાવવી. ૨

પિંડ—તીર્થંકર દેવનો તીર્થંકર પદવી પામ્યા પહેલાનો દેહ, તેમાં રહેલી અવસ્થા ત્રણ પ્રકારની છે. ૧ જન્માવસ્થા, ૨ રાજ્યાવસ્થા ૩ અને શ્રમણાવસ્થા. એ ત્રણે અવસ્થામાં ભગવાન છદ્મસ્થ-અસર્વજ્ઞ હોય છે.

પદ—તીર્થંકર પદવી, તે પ્રભુ જ્યારે કેવલજ્ઞાન પામે છે ત્યારેજ પ્રગટ થાય છે. તેથી અહીં પદસ્થ અવસ્થા એટલે નિર્વાણસમયપર્યંતનું કેવલીપણું—

રૂપરહિત અવસ્થા—આ અવસ્થા પ્રભુ જ્યારે નિર્વાણ પામી સિદ્ધ થાય છે ત્યારે હોય છે. રૂપ એટલે વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ, તેનાથી રહિતપણું-કેવળ આત્મસ્વભાવમાં અવસ્થાન.

જન્માવસ્થા—પ્રભુની પ્રતિમા જે પરિકરમાં સ્થાપેલી હોય છે, તે પરિકરમાં પ્રભુના મસ્તક ઉપર હાથી ઉપર બેઠેલા અને હાથમાં કળશો લઈને જાણે પ્રભુનો અભિષેક કરતા હોય તેવા દેવોનો આકાર હોય છે. તે આકારોને ધ્યાનમાં લઈ જન્મ અવસ્થા ભાવવી. તથા સ્નાત્રાદિ-જળાભિષેક સમયે પણ જન્માવસ્થા ભાવવી.

રાજ્યાવસ્થા—એજ પરિકરમાં માલાધારી-હાથમાં પુષ્પની માલા ધારણ કરેલા દેવો હોય છે તેને ધ્યાનમાં લઈ રાજ્યાવસ્થા ભાવવી. પુષ્પમાલા તે રાજભૂષણ છે. ઉપલક્ષ-

સુધી બીજા આભૂષણો પણ સમજવા પુષ્પપૂજા તથા અલંકાર પૂજા વખતે પણ રાજ્ય અવસ્થા ભાવવાની છે.

**શ્રમણાવસ્થા**—પ્રભુપ્રતિમાનું મસ્તક અને દાઢીમૂછનો ભાગ કેશરહિત હોય છે, તેને ધ્યાનમાં લઇને શ્રમણાવસ્થા ભાવવી. પ્રભુ જ્યારે દીક્ષા લે છે ત્યારે પંચમુષ્ટિ લોચ કરે છે ત્યારબાદ ભવપર્યન્ત લોચ કરતી વખત જેવા રહ્યા હોય તેવાજ અલ્પકેશાદિ અવસ્થિત રહે છે પરન્તુ વૃદ્ધિ પામતા નથી. એ અવસ્થિતપણું એજ અહીં પ્રભુના શ્રમણપણાનું સૂચક છે

**કેવલીઅવસ્થા**—એજ પરિકર ઉપર કળશધારી દેવની બે બાજુએ કોરેલા પત્રનો આકાર હોય છે, તે **અશોકવૃક્ષ**, માલાધર દેવો વડે **પુષ્પવૃષ્ટિ**, વીણા અને વાંસળી વગાડતા દેવોના આકાર વડે **દિવ્યધ્વનિ**, મસ્તકના પાછળના ભાગમાં રહેલો તેજ રાશિને સૂચવનારો કિરણવાળો કાન્તિમાન્ આકાર તે **ભામણ્ડલ**, ત્રણ છત્રની ઉપર ભેરી વગાડતા દેવોનો આકાર તે **દુંદુભિ**, બે ચામર વીંજતા દેવનો આકાર તે **ચામર**, તથા **સિંહાસન** અને **છત્ર**, એમ આઠ પ્રાતિહાર્ય અવશ્ય સાથે રહેવાવાળા હોય છે, તેને ધ્યાનમાં લઇને પ્રભુની કેવલીઅવસ્થા–તીર્થંકર પદવીની અવસ્થા ભાવવી

**રૂપાતીતઅવસ્થા**—સઘળા તીર્થંકરો પર્યંકાસન તથા કાયોત્સર્ગાસન, એ બે આસનોએ રહીને મોક્ષ ગયા છે તેથી પ્રભુની મૂર્તિઓ પણ એ બે આસનોવાળીજ હોય છે, તેને ધ્યાનમાં લઇને પ્રભુની સિદ્ધત્વ અવસ્થા એટલે રૂપાતીત અવસ્થા ભાવવી

## પ્રકરણ—બાવીસમું.

# શ્રીજિન—ગુણ—સ્તવન—મહિમા.

ગગનતણું જિમ નહિ માન;
ફળ અનંત તિમ જિનગુણ ગાન.

શ્રી સકલચંદ્રજી ઉપાધ્યાય

શ્રી ભગવતી, શ્રી ઉવવાઈ અને શ્રી રાયપસેણિ આદિ સૂત્રોમાં ફરમાવ્યું છે કે—

'तं महाफलं खलु भो देवाणुप्पिआ! तहारूवाणं अरिहंताणं भगवंताणं नामगोअस्सवि सवणयाए'.

'તથારૂપ શ્રી અરિહંત ભગવંતોનાં નામ અને ગોત્રપણ સાંભળવાથી હે દેવાનુપ્રિય! નિશ્ચે મહાફલ થાય છે.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯મા અધ્યયનમાં ફરમાવ્યું છે કે

प्र० "थवथुइ मंगलेणं भन्ते! किं जणयइ?

उ० थवथुइमंगलेणं जीवे नाणदंसणचरित्तबोहिलाभं जणयइ। नाणदंसणचरित्तबोहिलाभसंपन्ने य णं जीवे अन्तकिरियं कप्पविमाणोववत्तिगं आराहणं आराहेइ।"

પ્રશ્ન—હે ભગવન્! શ્રી જિનેશ્વરદેવના સ્તવન અને સ્તુતિ રૂપી મંગળવડે જીવ શું ઉપાર્જન કરે?

ઉત્તર—શ્રી જિનેશ્વરદેવના સ્તવન અને સ્તુતિ રૂપી મંગળવડે જીવ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને બોધિલાભને ઉપાર્જન કરે છે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને બોધિલાભથી સંપન્ન જીવ અન્તક્રિયા–તેજ ભવને વિષે મોક્ષ પ્રાપ્ત કરનારી આરાધના, તેને યોગ્ય બને છે અથવા વૈમાનિક કલ્પને યોગ્ય આરાધના વડે આરાધક થાય છે–ત્રીજા ભવે મોક્ષ પામવાને લાયક બને છે.

ॐ

એજ સૂત્રના એજ અધ્યયનમાં ફરમાવ્યું છે કે—

प्र० "चउव्वीसत्थपणं भन्ते ! जीवे किं जणयइ ?"

उ० "चउव्वीसत्थपणं जीवे दंसणविसोहिं जणयइ।"

ॐ

પ્રશ્ન—હે ભગવન્ ! ચતુર્વિંશતિસ્તવ–ચોવીસ અને ઉપલક્ષણથી બીજા સઘળા તીર્થંકરોની સ્તુતિવડે જીવ શુ ઉપાર્જન કરે ?

ઉત્તર—ચોવીસ અને ઉપલક્ષણથી બીજા સઘળા તીર્થંકરોની સ્તુતિવડે જીવ દર્શનવિશુદ્ધિ–સમ્યક્ત્વની નિર્મળતાને પામે છે

'ભક્તામર' આદિ સુપ્રસિદ્ધ સ્તોત્રોના રચયિતા આચાર્ય શ્રી માનતુંગસૂરિજી ભગવાન શ્રીઋષભદેવસ્વામીની સ્તુતિ કરતાં ફરમાવે છે કે—

'त्वत्संस्तवेन भवसन्ततिसन्निबद्धं,
पाप क्षणात्क्षयमुपैति शरीरभाजाम्।'

ॐ

હે ભગવન્! આપના સ્તવનવડે ભવની પરંપરાવડે નિબિડપણે બંધાયેલા પ્રાણીઓના પાપો એક ક્ષણવારમાં ક્ષયને પામે છે.



એજ સ્તોત્રમાં આગળ જતાં ફરમાવે છે કે—

'आस्तां तव स्तवनमस्तसमस्तदोषं,
त्वत्संकथाऽपि जगतां दुरितानि हन्ति।'



સમસ્ત દોષોનો નાશ કરનાર આપનું સ્તવન તો દૂર રહો. પરન્તુ આપની સંકથા—નામનું કીર્તન પણ જગતના પ્રાણીઓના પાપોને હણે છે—નાશ કરે છે.

એજ વાતને સુપ્રસિદ્ધ કવિવર શ્રી સિદ્ધસેન દિવાકર સૂરીશ્વરજી 'શ્રી કલ્યાણમંદિર' નામના પ્રસિદ્ધ સ્તોત્રમાં નીચે મુજબ ફરમાવે છે—

'आस्तामचिन्त्यमहिमा जिन! संस्तवस्ते,
नामाऽपि पाति भवतो भवतो जगन्ति।'



'હે જિન! અચિન્ત્ય મહિમાવાળું આપનું સ્તવન તો દૂર રહો. પરન્તુ આપનું નામ પણ ત્રણે જગતનું આ ભયંકર ભવથી—સંસારથી રક્ષણ કરે છે.'



અન્ય સ્થળોએ પણ શ્રી જિનસ્તવનને મહાભયોને હરનારું, ભવ્યજનોને આનંદ આપનારું, કલ્યાણની પરંપરાનું નિધાન ઈત્યાદિ ઉદાર અને વિશિષ્ટ વિશેષણોથી પ્રશંસ્યું છે. એટલુંજ નહિ પણ શ્રીજિન—સ્તોત્રના પ્રભાવે અનેક આત્મા-

ઓએ સંસારને પાતળો કરવાની સાથે પોતાના ઉપર આવેલા ભયાનક કષ્ટો અને આપત્તિઓનું નિવારણ પણ કર્યું છે, તેના સેંકડો દૃષ્ટાંતો શાસ્ત્રોમાં સુપ્રસિદ્ધ છે

## સ્તોત્ર કેવું હોવું જોઇએ ?

" गंभीरमहुरसद्द, महत्थजुत्तं हवइ थुत्तं ।"

શ્રી જિનેશ્વરદેવનું સ્તવન શબ્દથી મેઘની ગર્જનાની જેમ ગંભીર અને મધુર ધ્વનિવાળું તથા અર્થથી મહાન્–થોડા અક્ષરોમાંથી પણ ઘણો અર્થ નિકળે તેવું તથા ગૂઢ–ભક્તિ, વૈરાગ્ય અને જ્ઞાનથી ભરપૂર હોવું જોઈએ

સુવિહિત શિરોમણિ આચાર્ય પુરંદર શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા શ્રી 'ષોડશક' પ્રકરણમાં 'સ્તોત્રો' કેવા હોવા જોઇએ એ સબંધમાં ફરમાવે છે કે—

" पिण्डक्रियागुणगतैर्गम्भीरैर्विविधवर्णसंयुक्तैः ।
आशयविशुद्धिजनकैः संवेगपरायणैः पुण्यैः ॥ १ ॥
" पापनिवेदनगर्भैः प्रणिधानपुरःसरैर्विचित्रार्थैः ।
अस्खलितादिगुणयुतैः स्तोत्रैश्च महामतिग्रथितैः ॥ २ ॥ "
युग्मम् ।

પિંડ—શરીર એક હજારને આઠ લક્ષણોથી યુક્ત, ક્રિયા–આચાર અથવા ચરિત્ર, તે સર્વેથી ચઢીયાતુ દુર્જય પરીષહો અને ઉપસર્ગોને પણ જીતનારૂં તથા ગુણ–શ્રદ્ધા, જ્ઞાન અને વિરતિ ... । મહવર્તિ પરિણામો, કેવલજ્ઞાન, કેવળ-

દર્શન અને ક્ષાયિક ચારિત્રાદિના વર્ણનથી યુક્ત, ગંભીર-સૂક્ષ્મ મતિથી સમજાય તેવા ભાવથી ભરેલાં અથવા આન્તરિક ભાવથી રચાયેલાં, **વિવિધવર્ણસંયુક્ત**-વિભિન્નછંદ અને અલંકારોના કારણે વિચિત્ર પ્રકારના અક્ષર સંયોગોવાળાં, **આશય-વિશુદ્ધિજનક**-ભાવ વિશુદ્ધિને ઉત્પન્ન કરનારાં, **સંવેગ-પરાયણ**-સંવેગ એટલે સંસારભય અથવા મોક્ષાભિલાષાની તત્પરતા જણાવનારાં, **પુણ્ય**-પુણ્ય બંધના કારણભૂત અથવા પવિત્ર.—૧

**પાપનિવેદનગર્ભિત**—રાગદ્વેષ અને મોહથી સ્વયં કરેલાં, કરાવેલાં અને અનુમોદેલાં પાપોના નિવેદનથી ગર્ભિત, **પ્રણિધાનયુક્ત**-ચિત્તની એકાગ્રતા અને ઉપયોગ પૂર્વક, **વિચિત્ર**-બહુ પ્રકારના અર્થવાળાં, **અસ્ખલિતાદિ ગુણોથી યુક્ત**, આદિ શબ્દથી અમીલિત-વિરામાદિથી સંયુક્ત, અવ્યત્યામ્રેડિત-પુનરૂક્તિઆદિ દોષો વિનાના, **મહા-મતિગ્રથિત**-મહા બુદ્ધિમાન પુરૂષોથી વિરચિત સ્તોત્રો-સ્તુતિ વિશેષો વડે શ્રીજિનેશ્વરદેવોની સ્તુતિ કરવી જોઈએ.

એ જ મહર્ષિ 'શ્રી યોગબિન્દુ' નામના ગ્રન્થરત્નમાં ફરમાવે છે કે—

" स्थानकालक्रमोपेतं, शब्दार्थानुगतं तथा ।
अन्याऽसंमोदजनकं, श्रद्धासंवेगसूचकम् ॥ १ ॥
प्रोल्लसद्भावरोमाञ्चं, वर्धमानशुभाशयम् ।
अवनामादिसंशुद्ध,-मिष्टं देवादिवन्दनम् ॥ २ ॥ "

**સ્થાન**—ચૈત્યવન્દન સ્તુતિ આદિને યોગ્ય શરીર સંસ્થાન, **કાલ**-સન્ધ્યાત્રયાદિ, **ક્રમ**-પ્રણિપાતદંડકાદિ સૂત્રોનો

અનુક્રમ, તથા **શબ્દાર્થાનુગત**-સૂત્રના અર્થમાં ઉપયોગ યુક્ત, **અન્યાસંમોહજનક**-પોતાના સિવાય બીજા જે ચૈત્યવન્દન સ્તુતિ આદિમાં પ્રવૃત્ત થયા હોય તેઓને સમોહ-પીડા ઉત્પન્ન ન થાય તે રીતે યુક્ત સ્વરથી-અતિ ધીમો પણ નહિ અને અતિ ઉંચો પણ નહિ તેવા સ્વરે, **શ્રદ્ધા-સંવેગસૂચક**-તીવ્ર અભિલાષા અને ભવનિર્વેદને અભિવ્યક્ત-પ્રગટ કરનાર—૧-૨

**મોક્ષસદ્ભાવરોમાંચ**—સ્વાભાવિક પુલક-રોમાંચનો અનુભવ થઇ રહ્યો હોય તેમ, **વધતા જતા શુભ આશયવાળું** તથા **પ્રણામાદિ નિરવદ્ય ક્રિયાયુક્ત** દેવાદિવન્દન-આદિ શબ્દથી ગુર્વાદિવન્દન-સ્તવન વિગેરે કરવાં તે શાસ્ત્રકારોને અભિમત છે એથી વિપરીત રીતે અભિમત નથી.

" शुभभावार्थं पूजा स्तोत्रेभ्य· स च पर शुभो भवति ।
सद्भूतगुणोत्कीर्त्तनसंवेगात् समरसापत्त्या ॥ ३ ॥ "

શ્રી જિનપૂજા શુભ ભાવ માટે કરવાની છે. ઉત્તમ સ્તોત્રો વડે તે ભાવ પરમ-પ્રકૃષ્ટ શુભ થાય છે પુષ્પાદિ વડે પૂજા કરવાથી જેમ ભાવની વિશુદ્ધિ થાય છે તેમ સ્તોત્રાદિ વડે પણ શ્રીજિનભક્તિ કરવાથી પૂર્વની અપેક્ષાએ અત્યત શુભ અધ્યવસાયો ઉત્પન્ન થાય છે કારણ કે સ્તોત્રાદિ વડે શ્રી જિનેશ્વરદેવોના સદ્ભૂત-વિદ્યમાન અને સત્ય ગુણોનું સકીર્તન થાય છે તેથી સવેગ-મોક્ષનો અભિલાષ પ્રગટે છે, મોક્ષાભિલાષથી સમરસ-સમભાવનો અભિલાષ પ્રગટે છે અને સમરસની પ્રાપ્તિ એ જ શુભ ભાવની પરાકાષ્ઠા છે

## પ્રકરણ–ત્રેવીસમું.

# ચૈત્યવન્દન કરવાની વિધિ.

૧૪૪૪ ગ્રન્થ રત્નોના નિર્માતા સમર્થ શાસ્ત્રકાર મહર્ષિ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા 'શ્રી લલિતવિસ્તરા' નામની શ્રી ચૈત્યવન્દનસૂત્રની અનુપમ રહસ્યગર્ભિત–અર્થગંભીર ટીકામાં ફરમાવે છે કે—

'इह साधुः श्रावको वा चैत्यगृहादावेकान्तप्रयतः, परित्यक्ताऽन्यकर्तव्यः, प्रदीर्घतरतद्भावगमनेन यथासम्भवं भुवनगुरोः सम्पादितपूजोपचारः, ततः सकलसत्त्वानपायिनीं भुवं निरीक्ष्य परमगुरुप्रणीतेन विधिना प्रमृज्य च क्षितिनिहितजानुकरतलः, प्रवर्द्धमानातितीव्रतरशुभपरिणामो, भक्त्यतिशयात् मुदश्रुपरिपूर्णलोचनो, रोमाञ्चाञ्चितवपुः, मिथ्यात्वजलनिलयानेककुग्राहनक्रचक्राकुले भवाम्भोधावनित्यत्वाद्यायुषोऽतिदुर्लभमिदं सकलकल्याणैककारणं चाऽधःकृतचिन्तामणिकल्पद्रुमोपमं भगवत्पादवन्दनं कथञ्चिदवाप्तं, न चाऽतः परं कृत्यमस्तीति, अनेनात्मानं कृतार्थमभिमन्यमानो भुवनगुरौ विनिवेशितनयनमानसोऽतिचारभीरुतया सम्यगस्खलितादिगुणसम्पदुपेतं तदर्थाऽनुस्मरणगर्भमेव प्रणिपातदण्डकसूत्रं पठति।'

અહીં ચૈત્યવન્દન કરવાની ઇચ્છાવાળો સાધુ યા શ્રાવક અથવા અવિરતિ સમ્યગ્દૃષ્ટિ, અપુનર્બન્ધક યા યથાભદ્રક કોઈ પણ હોઇ શકે છે. તેઓ શ્રી જિનમંદિરમાં જઈને

ચૈત્યવન્દનને વિષે એકાન્ત પ્રયત્નવાળા બનવું જોઇએ તે વખતે અન્ય સર્વકર્તવ્યનો ત્યાગ કરવો જોઈએ ચૈત્યવન્દનાના ભાવને દીર્ઘકાળ સુધી ધારણ કરીને યથાયોગ્ય શ્રી જિનેશ્વરદેવની પૂજોપચાર-સુંદર સામગ્રીઓ વડે પૂજા કરવી જોઇએ ત્યારબાદ શ્રી જિનોક્તવિધિ વડે ભૂમિની પ્રતિલેખના અને પ્રમાર્જના કરવી જોઇએ વિધિપૂર્વક ભૂમિને પૂજી પ્રમાર્જીને તેના ઉપર બે જાનુ અને કરતલ સ્થાપન કરવા જોઇએ પ્રવર્ધમાન અતિતીવ્રતર સંવેગ અને વૈરાગ્યના શુભ પરિણામવાળા થવુ જોઇએ ભક્તિના અતિશયથી રોમાંચિત શરીરવાળા અને હર્ષાશ્રુથી પરિપૂર્ણ લોચનવાળા બનીને આયુષ્યની અનિત્યતા તથા ભગવત્પાદવન્દનની દુર્લભતાનો વિચાર કરવો જોઇએ આ ભવ સમુદ્ર મિથ્યાત્વરૂપી જલથી અને કુગ્રહ-કદાગ્રહ રૂપી જલજંતુઓના સમૂહથી ભરેલો છે. તેમાં સકલ કલ્યાણના અદ્વિતીય કારણભૂત, ચિન્તામણિ અને કલ્પવૃક્ષની ઉપમાઓ પણ જેનાથી ઉતરતી છે એવું ભગવાનના ચરણોનું વન્દન અતિ દુર્લભ છે-મહાસુશીબતે મળેલું છે આનાથી ચઢીયાતું બીજુ કોઈ કર્ત્તવ્ય નથી એની પ્રાપ્તિ થવાથી આત્માને કૃતાર્થ માનતો તથા ચક્ષુ અને મનને ભુવનગુરૂ-એક શ્રીજિનેશ્વરદેવની સન્મુખ સ્થિર કરતો તથા અતિચારના ભયથી, સમ્યગ્ અસ્ખલિતાદિ ગુણસંપદાઓથી યુક્ત અર્થસ્મરણપૂર્વક પ્રણિપાત દંડક-ચૈત્યવન્દનસૂત્ર અપરનામ શક્રસ્તવને કહે-તેના ૨૯૭ (૨૬૪ લઘુ ૩૩ ગુરૂ) વર્ણ (અક્ષર) છે, તેત્રીસ આલાપક છે અને આલાપક દ્વિકાદિપ્રમાણ વિશ્રામભૂમિ રૂપ નવ સમ્પદાઓ છે

'નમોત્થુ ણં' ઈત્યાદિ પ્રથમ બે આલાપકની સ્તોતવ્ય સમ્પદા છે. 'આઈગરાણં' ઈત્યાદિ બીજા ત્રણ આલાપકની ઓઘહેતુ-સ્તુતિ કરવાના સામાન્ય કારણો જણાવનારી સમ્પદા છે. 'પુરિસુત્તમાણં' ઇત્યાદિ બીજા ચાર આલાપકની વિશેષહેતુ-સ્તુતિ કરવાના વિશેષ કારણો જણાવનારી સમ્પદા છે, 'લોગુત્તમાણં' ઇત્યાદિ બીજા પાંચ આલાપકની ઉપયોગ-સ્તોતવ્ય-સમ્પદાનો ઉપયોગ જણાવનારી સંપદા છે, 'અભયદયાણં' ઈત્યાદિ બીજા પાંચ આલાપકની તદ્ધેતુ-ઉપયોગ સંપદાના હેતુ જણાવનારી સંપદા છે, 'ધમ્મદયાણં' ઈત્યાદિ બીજા પાંચ આલાપકની સવિશેષોપયોગ-ઉપયોગ સંપદાના વિશેષ હેતુ જણાવનારી સંપદા છે. 'અપ્પડિહયવરનાણદંસણધરાણં' ઇત્યાદિ બીજા બે આલાપકોની સ્વરૂપ-સ્તુતિ કરવા લાયક અરિહંતોનું સ્વરૂપ જણાવનારી સંપદા છે. 'જિણાણં જાવયાણં' ઈત્યાદિ બીજા ચાર આલાપકોની નિજસમફલદ અપર નામ આત્મતુલ્ય-પરફલકર્તૃત્વ નામની આઠમી સંપદા છે. 'સવ્વન્નૂણં' ઈત્યાદિ છેલ્લા ત્રણ આલાપકોની પ્રધાનગુણાપરિક્ષય-પ્રધાનફલાપ્ત્યભયસમ્પદ અથવા 'મોક્ષ' નામની નવમી સમ્પદા છે.

એ રીતે નવ સમ્પદા, તેત્રીસ આલાપક-પદ અને ૨૯૭ વર્ણ-અક્ષરથી યુક્ત શ્રીશક્રસ્તવ ભાવજિનેશ્વરના સદ્ભૂત ગુણોનો સાચો ખ્યાલ આપે છે. તેથી ચૈત્યવન્દનામાં તેને મુખ્ય સ્થાન આપવામાં આવ્યું છે. તેના અર્થનું વિશેષ સ્પષ્ટીકરણ આજ પુસ્તકમાં હવે પછી કરવામાં આવશે.

શ્રીજૈનશાસનમાં પ્રણિધાનાદિ આશયોથી વિશુદ્ધ એવો ચૈત્યવન્દનાદિ સઘળોય ધર્મનો વ્યાપાર, મહાસુખસ્વરૂપ મોક્ષની સાથે આત્માને જોડનારો હોવાથી 'યોગ' સ્વરૂપ મનાયો છે. તેમાં પણ ચૈત્યવન્દનાદિ ક્રિયા કરતી વખતે સ્થાન અને વર્ણાદિનો ઉપયોગ રાખવાથી વિશેષે કરીને 'યોગ' માર્ગની સાધના થાય છે. યોગની એ વિશેષ સાધનાના શાસ્ત્રમાં પાંચ પ્રકાર પાડવામાં આવ્યા છે. સ્થાન–મુદ્રાયોગ, વર્ણ–અક્ષર, અર્થ–શબ્દવાચ્ય, આલંબન–કાયોત્સર્ગાદિ અને નિરાલંબન–એકાગ્રતાપૂર્વક સિદ્ધનું સ્મરણ ઇત્યાદિ યોગના પાંચ પ્રકાર છે. એમાં પહેલા બે કર્મ–ક્રિયા યોગ છે અને પછીના ત્રણ જ્ઞાનયોગ છે. એ પ્રત્યેકના પાછા ચાર ચાર ભેદ છે. ઇચ્છાયોગ, પ્રવૃત્તિયોગ, સ્થિરયોગ અને સિદ્ધિયોગ. ચૈત્યવન્દનાદિ ક્રિયાને વિષે સ્થાન, વર્ણ, અર્થ અને આલંબન વિગેરેનું વિભાવન–વારંવાર સ્મરણ કરવું, એ અત્યંત કલ્યાણનું કારણ મનાયેલું છે. પ્રણિધાનાદિ આશયો અને સ્થાનાદિ યોગોના ઉપયોગ વિનાની ક્રિયાને શાસ્ત્રોમાં તુચ્છક્રિયા–દ્રવ્ય ક્રિયા તરીકે સંબોધી છે. સ્થાનાદિયોગ રહિત પુરૂષને ચૈત્યવન્દનાદિ સૂત્રો ભણાવવાની પણ શાસ્ત્રો ના પાડે છે.[1]

[1] " स्थानाद्ययोगिनस्तीर्थोच्छेदाद्यालंबनादपि ।

सूत्रदाने महादोष, इत्याचार्याः प्रचक्षते ॥१॥ "

'તીર્થનો ઉચ્છેદ થશે' ઇત્યાદિ આલંબન–લઇને પણ સ્થાનાદિયોગ રહિત પુરૂષને ચૈત્યવન્દનાદિ સૂત્ર ભણાવવામાં સૂત્રની આશાતના રૂપ મહાદોષ છે, એમ ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરાદિ આચાર્ય મહારાજાઓ કહે છે.

[ વધુ નોંધ ૧૩૪ મા પાનામાં. ]

સ્થાનાદિ યોગયુક્ત અનુષ્ઠાનના પણ ચાર ભેદ પાડવામાં આવ્યા છે, પ્રીતિ-અનુષ્ઠાન, ભક્તિ-અનુષ્ઠાન, વચનાનુષ્ઠાન અને અસંગાનુષ્ઠાન એ રીતે યોગના એંશી (૮૦)

---

[ ૧૩૩ મા પાનાથી આગળની નોંધ. ]

શંકા–એ રીતે કેવળ વિધિયુક્ત અનુષ્ઠાન કરવાનો જ જો આગ્રહ રાખવામાં આવે તો શાસ્ત્રમાં કહ્યું છે કે–

" अविहिकया वरमकय, असूयवयगं भणंति सव्वण्णू ॥
पायच्छित्तं जम्हा, अकए गुरुयं कए लहुयं ॥१॥ "

'અવિધિએ કરવા કરતાં ન કરવું સારૂં' એ સૂત્રવિરૂદ્ધ વચન છે કારણ કે શ્રી સર્વજ્ઞ ભગવંતો નહિ કરનારને ગુરૂ–મોટું અને કરનારને લઘુ–નાનું પ્રાયશ્ચિત્ત ફરમાવે છે એ વિગેરે વચનોની સંગતિ શી રીતે થાય?

સમાધાન–'નહિ કરનારને મોટું પ્રાયશ્ચિત્ત અને કરનારને નાનું' એ વિગેરે વચનો અવિધિથી કરાતા અનુષ્ઠાનની પુષ્ટિ માટે સમજવાના નથી કિન્તુ વિધિમાં પ્રવૃત્તિ કરવા છતાં છદ્મસ્થને અનાભોગાદિથી અવિધિ થઇ જાય, તો પણ તેના ભયથી ક્રિયાનો પરિત્યાગ ન કરવો જોઇએ, એમ જણાવવા માટે છે. પ્રાથમિક અભ્યાસમાં તેવા પ્રકારના જ્ઞાનના અભાવે અગર બીજા પણ કારણોએ અવિધિદોષ થઈ જાય, તોપણ તે અનુષ્ઠાન દોષ માટે થતું નથી–કારણ કે ત્યાં વિધિ ઉપર બહુમાન બેઠું છે તથા ભૂલ બતાવનાર ગુરૂની આજ્ઞાને અનુસરવાની વૃત્તિ બેઠી છે તેથી પરિણામે તેનાથી વિધિની જ પુષ્ટિ થાય છે. કહ્યું છે કે–

" अशुद्धाऽपि हि शुद्धायाः, क्रिया हेतुः सदाशयात् ।
ताम्रं रसानुवेधेन, स्वर्णत्वमधिगच्छति ॥ २ ॥ "

[ જુઓ પેજ ... ]

પ્રકારો 'શ્રીયોગવિંશિકા' આદિ ગ્રન્થોમાં શ્રીહરિ ભદ્રસૂરીશ્વરાદિ મહર્ષિઓએ ફરમાવ્યા છે. પ્રણિધાનાદિ

[ ૧૩૩-૧૩૪ મા પાનાથી આગળની નોંધ ]

શુદ્ધાશયવાળાની અશુદ્ધક્રિયા પણ શુદ્ધ ક્રિયાનું કારણ બને છે. રસાનુવેધ-વેધકરસના પ્રભાવે તામ્ર-તાંબુ પણ સુવર્ણપણાને પામે છે.

પરન્તુ જેઓ વિધિ ઉપર બહુમાન ધારણ કર્યા વિના અવિધિએ ક્રિયાને સેવે છે તેઓના કરતા તો વિધિનું સ્થાપન કરવામા રસિક-વિધિયુક્ત અનુષ્ઠાન કરવાનો અભિલાષી ક્રિયા ન કરતો હોય તોપણ સારો છે આથી એમ નહિ માની લેવુ કે ગુણસ્થાનકની પરિણતિ આવ્યા વિના કરેલા અનુષ્ઠાન નિષ્ફળ છે. શાસ્ત્રોમા વિમલ-ગુણ સ્થાનકની પરિણતિ રહિતનું અનુષ્ઠાન પણ યતનાની અપેક્ષાએ નિર્જરાનુ કારણ કહેલ છે કહ્યુ છે કે-

'जा जा हविज्ज जयणा, सा सा से णिज्जरा होइ।'

'જેટલી જેટલી યતના તેટલી તેટલી તેની નિર્જરા થાય છે.'

યત્કિંચિત્ વિધિવાળુ અનુષ્ઠાન પણ ઇચ્છાયોગ રૂપ હોવાથી બાલાદિ જીવોને અનુગ્રહ કરનાર થાય છે જેઓ શુદ્ધવિધિનું અભિમાન ધારણ કરીને વર્તમાનકાળે જેટલી વિધિ શક્ય છે તેટલી વિધિથી પણ અનુષ્ઠાન કરવાનું છોડી દે છે, તેઓ શુદ્ધ તો કરી શકતા નથી અને જેટલુ શક્ય છે તેને પણ અશુદ્ધ માનીને ત્યાગ કરે છે, તેઓ-

'बीजमात्रमप्युच्छिन्दन्तो महादोषभाजो भवन्ति ।'

બીજ માત્રનો પણ ઉચ્છેદ કરનાર બની મહાદોષના ભાગી થાય છે એમ શાસ્ત્રકારો સ્પષ્ટ શબ્દોમા ફરમાવે છે અપૂર્ણ વિધિથી અનુષ્ઠાન કરનારાએ નિરૂપણ તો શુદ્ધ વિધિનુંજ કરવું જોઇએ અન્યથા ઉન્માર્ગની પુષ્ટિ અને તીર્થનો અકાલે ઉચ્છેદ આદિ મહાદોષના ભાગી થવાય છે. વિકલાનુષ્ઠાનવાળા ઇચ્છાયોગીને શાસ્ત્રોક્ત શુદ્ધવિધિનું નિરૂપણ એજ કલ્યાણ પ્રાપ્તિનું મુખ્ય સાધન છે એ પણ ન ભૂલવુ જોઇએ.

આશયો, સ્થાનાદિ અને ઇચ્છાદિ યોગો તથા પ્રીતિઆદિ અનુષ્ઠાનોનું સ્વરૂપ વિસ્તારથી જાણવાની ઇચ્છાવાળાઓએ ગુરુગમદ્વારા સમજવા પ્રયાસ કરવો. અહીં તો ક્રિયાશુદ્ધિ માટે ખાસ જરૂરી બાબતોનું ટૂંકમાં દિગ્દર્શન માત્ર કરાવ્યું છે.

ક્રિયાશુદ્ધિ માટે સૌથી વિશેષ જરૂર ચિત્તની એકાગ્રતાની છે. શાસ્ત્રોમાં એને 'પ્રણિધાન' શબ્દથી ઓળખાવેલ છે. પ્રણિધાનનો મહિમા વર્ણવતાં કહ્યું છે કે—

" प्रणिधानं कृतं कर्म, मतं तीव्रविपाकवत् ।
सानुबन्धत्वनियमात्, शुभांशाच्चैतदेव तत् ॥ १ ॥"

પ્રણિધાન-ચિત્તની એકાગ્રતાપૂર્વક કરેલું કર્મ તીવ્ર વિપાક-ફળને આપનારૂં છે. પ્રણિધાનયુક્ત કર્મ અનુબંધના નિયમવાળું હોય છે તથા શુભ અંશવાળું પણ હોય છે. અનુબંધના નિયમવાળું એટલે પરંપરાએ અધિક અધિક શુભકર્મની પ્રાપ્તિ કરાવનારૂં અને શુભાશયવાળું એટલે પુણ્યાનુબંધી પુણ્યનો બંધ કરાવનારૂં હોય છે. (૧)

પ્રણિધાનનું સ્વરૂપ ટૂંકમાં દર્શાવતાં શાસ્ત્રકાર મહર્ષિઓએ ફરમાવ્યું છે કે—

" विशुद्धभावनासारं, तदर्थार्पितमानसम् ।
यथाशक्ति क्रियालिङ्गं, प्रणिधानं मुनिर्जगौ ॥ २ ॥"

જેમાં ભાવના-ચિત્તનો આશય વિશુદ્ધ છે. જેમાં મન તેના અર્થને વિષે અર્પિત છે તથા જેમાં ક્રિયા શક્તિથી હીન પણ નથી તેમ અધિક પણ નથી, તેને શ્રી જિનેશ્વરદેવ 'પ્રણિધાન' કહે છે. (૨)

કર્મનો ક્ષય થાય છે અને કર્મક્ષયથી નિયમા સર્વ કલ્યાણની પ્રાપ્તિ થાય છે.

શંકા—આજે તેવા શુદ્ધ ધ્યેયથી ક્રિયા કરનારા ક્યાં છે?

સમાધાન—નથી એમ કહેવું ખોટું છે. પણ પ્રમાણમાં ઘણા થોડા છે. તો પણ સમ્યગ્જ્ઞાનનો પ્રચાર કરી શુદ્ધ ધ્યેયથી ક્રિયા કરનારાઓની સંખ્યા વધારી શકાય છે. જેમ જેમ નિર્મળ ભાવથી દેવદર્શનાદિ ધર્મ-ક્રિયા કરનારાઓની સંખ્યા વધતી જશે, તેમ તેમ દેવદર્શનાદિ ધર્મક્રિયાઓનો મહિમા દરેકને સ્વાનુભવ-પ્રતીત થશે. દેવદર્શન-વંદનાદિ ધર્મક્રિયાઓના પ્રભાવને કલ્પવૃક્ષ, ચિન્તામણિ અને બીજા તેવા ઈચ્છિત ફળને આપનાર પદાર્થોની સાથે પણ સરખાવી શકાય તેમ નથી.

કહ્યું છે કે—

" कल्पद्रुमः परो मन्त्रः, पुण्यं चिन्तामणिश्च यः ।
गीयते स नमस्कारस्तथैवाहुरपण्डिताः ॥ १ ॥
कल्पद्रुमो महाभागः, कल्पनागोचरं फलम् ।
ददाति न च मन्त्रोऽपि, नरेंदुरविपापहः ॥ २ ॥
न पुण्यमपवर्गाय, न च चिन्तामणिर्यतः ।
तत्कथं ते नमस्कार, एभिस्तुल्योऽभिधीयते ॥ ३ ॥ "

હે ભગવન્! જેઓ આપના નમસ્કારને શ્રેષ્ઠ કલ્પ-વૃક્ષ, મંત્ર, પુણ્ય કે ચિન્તામણિની સાથે સરખાવે છે, તેઓ પંડિત નહિ પણ (૧)

અચિન્ત્ય શક્તિવાળો કલ્પવૃક્ષ પણ કલ્પનાગોચર–મનમાં કલ્પેલા ફલને જ આપે છે, મન્ત્ર પણ સર્વ દુઃખરૂપી વિષને હણનારો થતો નથી. (૨)

પુણ્ય કે ચિન્તામણિ પણ અપવર્ગને આપનાર થતા નથી, જ્યારે આપને કરેલો નમસ્કાર કલ્પનાતીત ફલને આપનારો થાય છે, સર્વ દુઃખરૂપી વિષને હણનારો થાય છે, તથા અનન્ત સુખના ધામ રૂપ અપવર્ગને દેનારો થાય છે. તો પછી એ પદાર્થોની સાથે તેને કેમ સરખાવી શકાય? (૩)

શંકા—દેવદર્શનાદિથી શાસ્ત્રો કહે છે, તેવું ફળ મળતું હોય તો બધાને તે કેમ મળતું નથી?

સમાધાન—દેવદર્શનાદિથી શાસ્ત્રો કહે છે તેવું ફળ મળે છે, એ નિર્વિવાદ છે. પરન્તુ દરેક ક્રિયા તેની વિધિપૂર્વક કરવામાં આવે તો જ યથાર્થ ફલને આપે છે. અવિધિથી, અપૂર્ણવિધિથી કે વિપરીત વિધિથી કરવામાં આવે તો ફળ ન આપે અથવા અપૂર્ણ કે વિપરીત ફલને પણ આપે. લોકમાં ખેતીક્રિયાદિ સઘળી ક્રિયાઓ વિધિયુક્ત કરવામાં આવે તો જ ફલદાયી થાય છે. એથી વિપરીતપણે કરવામાં આવેતો ફળતી નથી, એ સર્વજન પ્રતીત છે.

શંકા—દેવદર્શનાદિ કરવાની શાસ્ત્રોક્ત વિધિ આજે શું સુલભ છે?

સમાધાન—અર્થી આત્મા માટે અવશ્ય સુલભ છે. દેવ-દર્શન, દેવવંદન, દેવપૂજન ઇત્યાદિ કરવાની શાસ્ત્રોક્ત-વિધિ પ્રાસંગિક આ પુસ્તકમાં તથા વિસ્તારથી દેવવંદન,

ભાષ્ય વિગેરેમાં આપવામાં આવી છે શાસ્ત્રોમાં એ સંબંધી ઘણો વિસ્તાર કરવામાં આવ્યો છે પરન્તુ તેને સમજવા અને અમલમાં મૂકવા માટે જેટલો પ્રયાસ થવો જોઈએ, તેનો શતાંશ પણ થતો નથી જો ગુરુ-ગમદ્વારા અગર આવા પુસ્તકાદિનાં સાધન દ્વારા તેને યથાર્થ સમજવા અને અમલમાં મૂકવા યોગ્ય પ્રયાસ કરવામા આવે તો ક્રિયા અને ભાવની શુદ્ધિ થયા વિના રહે નહિ અને એ ઉભયની શુદ્ધિ થાય તો ફલનો સાક્ષાત્કાર થયા વિના પણ રહે નહિ

**શંકા**—દેવદર્શનની શાસ્ત્રોક્તવિધિ શું આજે પળાય છે ?

**સમાધાન**—દેવદર્શનની શાસ્ત્રોક્તવિધિ આજે સર્વથા નથી પળાતી એમ નથી. પરન્તુ તેમાં ઘણા સુધારાની આવશ્યકતા છે જો કે શાસ્ત્રકારોએ એવો આગ્રહ રાખ્યો નથી કે દરેક ભૂમિકાવાળા જીવો શાસ્ત્રોક્તવિધિ મુજબ પરિપૂર્ણ વર્તન કરી શકે અથવા શાસ્ત્રોક્તવિધિ મુજબ સંપૂર્ણ વર્તન કરી શકે તેઓ જ દેવદર્શનાદિ કરવાના અધિકારી છે શાસ્ત્રકારોએ તો માત્ર એ વાત ઉપર ખાસ ભાર મૂક્યો છે કે જેઓ વિધિપૂર્વક અનુષ્ઠાન નથી કરી શકતા, તેઓએ પણ પ્રયત્ન તો વિધિ-પૂર્વક અનુષ્ઠાન કરવાનો કરવો જોઇએ કિન્તુ પોતાના અવિધિવાળા અનુષ્ઠાનને જ વિધિયુક્ત અનુષ્ઠાન માનવાં કે મનાવવાનો આગ્રહ સેવવો જોઇએ નહિ.

**શંકા**—તમે કહો [illegible]ી રીતે વર્તનારા આજે કેટલા છે ?

સમાધાન—કેટલા છે અને કેટલા નથી, એની ચર્ચા કરવા કરતાં 'આપણે કેવા થવું જોઈએ ?' એની ચર્ચા, એ જ અત્યંત લાભદાયક છે. જેઓના હૈયામાં વિધિનો રાગ અને અવિધિનો પશ્ચાત્તાપ બેઠો છે, તેઓની અવિધિવાળી ક્રિયા પણ શાસ્ત્રે નિન્દી નથી. કિન્તુ પ્રશંસી છે. અવિધિએ કરવા કરતાં ન કરવું, એ સૂત્ર-વિરૂદ્ધ વચન છે. જ્યારે વિધિથી કરવા માટે અવિધિ થઈ જાય, તો પણ અનુષ્ઠાનને ન છોડવું, એ સૂત્રાનુસારી કથન છે.

શંકા—અવિધિવાળાં અનુષ્ઠાન નભાવી લેવાની વૃત્તિથી જ દિનપ્રતિદિન વિધિમાર્ગનો લોપ થતો જાય છે, એમ નથી લાગતું ?

સમાધાન—એવો એકાન્ત શાસ્ત્રકારોને માન્ય નથી. આદિધાર્મિકની અશુદ્ધ પ્રવૃત્તિ પણ શુદ્ધ પ્રવૃત્તિનો હેતુ છે. તેથી નૈગમ નયના મતે આદિધાર્મિકની અસત્પ્રવૃત્તિ પણ સત્પ્રવૃત્તિ જ ગણાય છે. કારણ કે તે સત્પ્રવૃત્તિની બાધક નહિ પણ સાધક જ હોય છે. શરત એટલી જ છે કે તેનું હૃદય તત્ત્વનું વિરોધક નહિ હોવું જોઈએ. કિન્તુ અવિરોધક હોવું જોઈએ.

શંકા—તત્ત્વનું અવિરોધક હૃદય કોને કહેવાય ?

સમાધાન—શાસ્ત્રોમાં એવા હૃદયવાળાને અપુનર્બન્ધક આદિ શબ્દોથી સંબોધ્યા છે. અપુનર્બન્ધક આત્મા તેને કહેવાય છે કે જે અતિ તીવ્રભાવે પાપને કરતો નથી,

જેને ભવનો રાગ-બહુમાન હોતું નથી અને જે સર્વત્ર ઉચિત પ્રવૃત્તિને આચરનારો હોય છે. એવા માર્ગાનુસારી આત્માની અનાભોગવાળી અને અવિધિ-વાળી ધર્મક્રિયા પણ 'સદન્ધન્યાય'થી[1] માર્ગમાં લઈ જનારી છે. અપુનર્બન્ધક આત્માની પ્રવૃત્તિનું વર્ણન કરતાં શાસ્ત્રકાર મહર્ષિઓએ ફરમાવ્યું છે કે—

"તે અકલ્યાણ મિત્રના યોગનો ત્યાગ કરનારો હોય છે. કલ્યાણ મિત્રના સંપર્કને સાધનારો હોય છે. માતાપિતાદિ ગુરૂજનનું સન્માન કરનારો હોય છે. તેમની આજ્ઞાને પર-તંત્ર રહેનારો હોય છે. દાનાદિ કાર્યોમાં યથાશક્તિ પ્રવૃત્તિ કરનારો હોય છે. વિધિપૂર્વક ધર્મશાસ્ત્રને સાંભળનારો હોય છે. મહાપ્રયત્નપૂર્વક તેનો વિચાર કરનારો હોય છે. શક્તિનો વિચાર કરી તદનુસાર પ્રવૃત્તિ કરનારો હોય છે. ધૈર્યનું અવલંબન કરનારો હોય છે. આગામી કાલનો વિચાર કરનારો હોય છે. મૃત્યુને જોનારો હોય છે. પરલોકના સાધનને પ્રધાન માનનારો હોય છે. ભગવાનની પ્રતિમાઓને પૂજનારો હોય છે. ભગવાનના વચનને લખાવે છે તથા ભગવાનના મંગળ નામનો નિરન્તર જાપ કરે છે. અરિહંતાદિ ચારને શ્રેષ્ઠ, મંગળ અને શરણભૂત માનીને નિરન્તર પાપની નિન્દા તથા સુકૃતની અનુ-મોદના કરનારો હોય છે તથા ઉત્તમ પુરૂષોના દૃષ્ટાન્તે ચાલનારો હોય છે. એવા પ્રકારના માર્ગાનુસારી અપુનર્બ-ન્ધક આત્માની સઘળી ધર્મપ્રવૃત્તિ આદિથી આરંભીને જ

૧-પ્રજ્ઞાવાન દેખતાની પાછળ આંધળાએ ચાલવું, તે 'સદન્ધ-ન્યાય' કહેવાય છે.

સત્પ્રવૃત્તિ ગણાય છે. કારણ કે તેનું હૃદય તત્ત્વથી પ્રતિકૂળ હોતું નથી. અનાભોગાદિ કારણે તેની પ્રવૃત્તિ વિરૂદ્ધ થઇ જાય તો પણ હૃદય અવિરૂદ્ધ હોવાથી તે વિરૂદ્ધ પ્રવૃત્તિ પણ મહાકલ્યાણને બાધક થતી નથી. અન્યદર્શનકારોએ એવા આત્માની અનાભોગ અને અવિધિવાલી પ્રવૃત્તિને પણ 'સુસમંડિતપ્રબોધદર્શન[1] અને સુપ્તસમુદ્રતીર્ણદર્શન[2] ઈત્યાદિ ઉત્તમ ઉપમાઓ આપીને વખાણી છે. પ્રકૃતિનો અધિકાર નિવૃત્ત થયા વિના એવી સ્થિતિ આવતી નથી. એમ કપિલમતવાલા કહે છે. ભવ વિપાક પ્રાપ્ત થયા વિના એ દશા આવતી નથી, એમ સુગત-બુદ્ધ મતવાળા કહે છે. કર્મ સ્થિતિ લઘુ થયા વિના અથવા ભવસ્થિતિનો પરિપાક થયા વિના એ દશા પ્રાપ્ત થતી નથી, એમ શ્રી **જિનમતના** જ્ઞાતાઓ કહે છે. એવા અપુનર્બન્ધક આત્માઓ જ તત્ત્વથી ધર્મના અધિકારી છે અને તેઓના પ્રત્યે કરેલો ઉપદેશ જ પ્રાયઃ સફલ થાય છે, એમ શાસ્ત્રકારો ફરમાવે છે."

---

૧-સૂતેલા માણસને કોઈ આભૂષણાદિ વડે અલંકૃત કરે અને પછી તે જાગ્રત થાય ત્યારે પોતાને અલંકૃત થયેલો જોઇને આનંદ અનુભવે છે. તેની જેમ અનાભોગથી પણ વિચિત્ર ગુણો વડે પોતાને અલંકૃત થયેલો જોઇને સમ્યગ્દર્શનાદિ લાભના કાળે આનંદ અનુભવે છે.

૨-નિદ્રામાં સૂતેલો કોઇ માણસ સમુદ્ર તરી ગયા પછી જાગ્રત થાય ત્યારે જેટલો વિસ્મય પામે તેટલો વિસ્મય સમ્યગ્દર્શનાદિની પ્રાપ્તિ વખતે પૂર્વે કરેલી ધર્મક્રિયાઓને જાણીને સમ્યગ્દૃષ્ટિને થાય છે.

શંકા—જેઓએ અપુનર્બન્ધક અવસ્થા પ્રાપ્ત ન કરી હોય, તેઓએ ધર્મ ન કરવો જોઇએ?

સમાધાન—તેઓએ ધર્મ ન કરવો જોઇએ એમ ન કહેવાય. પરન્તુ સાથે સાથે અપુનર્બન્ધક અવસ્થાને ઉચિત જે આચરણ ઉપર જણાવી ગયા, તેને જીવનમાં ઉતારવા તત્પર બનવું જોઇએ

શંકા—જેઓ અપુનર્બન્ધક દશામાં જણાવેલા ગુણો લાવવા પ્રયાસ ન કરે, તેઓનું ધર્માચરણ નિષ્ફળ ગયું ગણાય કે નહિ?

સમાધાન—શાસ્ત્રે બે પ્રકારના ધર્માચરણ ગણાવ્યાં છે એક શીઘ્ર ફળવાવાળા અને બીજા લાંબા કાળે ફળવાવાળાં અપુનર્બન્ધક આત્માનું ધર્માચરણ શીઘ્ર ફળદાયી થાય છે અને એ સિવાયના આત્માઓનું ધર્માચરણ ઘણા લાંબા કાળે ફળદાયી થાય છે

શંકા—અપુનર્બન્ધક આત્માઓ પણ એક સરખા ફળના ભોક્તા થાય છે કે વધતા ઓછા?

સમાધાન—ફળની પ્રાપ્તિનો આધાર ભાવનાની તીવ્રતા ઉપર છે 'પતંજલિ' આદિ અન્યદર્શનકારોએ પણ કહ્યુ છે કે-

"तीव्रसंवेगानामासन्न मृदुमध्याधिमात्रत्वात्, ततोऽपि विशेष.।"

તીવ્ર સંવેગવાળા આત્માઓને સમાધિની પ્રાપ્તિ આસન્ન-શીઘ્ર થાય છે તીવ્ર સંવેગના પણ અનેક પ્રકાર પડી જાય છે જઘન્ય તીવ્રસંવેગ, મધ્યમ તીવ્ર સંવેગ અને

ઉત્કૃષ્ટ તીવ્ર સંવેગ. એનાથી ફલની પ્રાપ્તિમાં પણ વિશેષતા પ્રાપ્ત થાય છે, અર્થાત્ શીઘ્ર, શીઘ્રતર અને શીઘ્રતમ ફલની પ્રાપ્તિ થાય છે.

**શંકા**—તીવ્ર સંવેગ કોને કહેવાય ?

**સમાધાન**—ભવ પ્રત્યે અત્યંત વિરાગનું નામ તીવ્ર સંવેગ છે. જેને ભવ પ્રત્યે નિર્વેદ નથી, તે મોક્ષ માટે પ્રયત્ન કરતો નથી. ભવ પ્રત્યે રાગ હોવાથી તેનો પ્રયત્ન અપ્રયત્ન-નિર્જીવ ક્રિયા તુલ્ય હોય છે. એ કારણે દેવદર્શનાદિ ધર્માનુષ્ઠાનનું શીઘ્રફળ મેળવવા માટે ભવ નિર્વેદની પરમ આવશ્યકતા છે.

**શંકા**—ભવનિર્વેદ વિના પણ દેવદર્શનાદિ ક્રિયા થાય છે, તેનું શું ?

**સમાધાન**—ભવનિર્વેદ વિના થતી દેવદર્શનાદિ ક્રિયા, એજ અશુદ્ધિનું મૂળ છે. ક્રિયામાં શુદ્ધિ લાવતાં અટકાવનાર પણ તેજ છે. ભવનિર્વેદ વિનાના આત્માઓની ધર્મક્રિયા મોટે ભાગે વિષ, ગરલ કે સંમૂર્છિમ ક્રિયા હોય છે. કારણ કે તે ક્રિયા કરનારાઓ ભવરાગથી બંધાયેલા હોય છે. એટલે ક્રિયા કરતી વખતે તેમનો સંકલ્પ આલોક કે પરલોકના પૌદ્ગલિક સુખોની કામના આદિ માટે હોય છે. અશુદ્ધ સંકલ્પથી થતી શુદ્ધ ક્રિયા પણ અશુદ્ધ બની જાય છે. કારણ કે કર્મબન્ધ આશયાનુરૂપ માનેલો છે. જેનો આશય અશુદ્ધ છે તેની શુદ્ધ ક્રિયા પણ અશુદ્ધ માનેલી છે અને જેનો આશય શુદ્ધ છે તેની

ક્વચિત્[1] અશુદ્ધ ક્રિયા પણ શુદ્ધ માનેલી છે.

**શંકા**—અશુદ્ધ આશયવાળાની શુદ્ધ ક્રિયા પણ નિષ્ફળ છે તો આજે ઉપદેશમાં ક્રિયા કરવા માટે જેટલો ભાર દેવામાં આવે છે, તેટલો ભાર આશયની શુદ્ધિ ઉપર કેમ દેવાતો નથી ?

**સમાધાન**—શ્રી જિનમતના જ્ઞાતા સમર્થ ઉપદેશકો શ્રોતાની યોગ્યતા અનુસાર જેમ ક્રિયા કરવા માટે ભારપૂર્વક કહે છે, તેમ આશયશુદ્ધિ ઉપર પણ તેટલો જ ભાર મૂકે છે પરન્તુ આશયશુદ્ધિના ઉપદેશની અસર પ્રમાણમાં જેટલી થવી જોઈએ તેટલી થતી નથી તે જ્યારે થવા માંડે છે ત્યારે દેવદર્શનાદિ ધર્મક્રિયાઓ કેટલી પ્રભાવશાલી છે, તેનો અનુભવ સૌ કોઈને સ્વયમેવ પ્રતીતિ ગોચર થાય છે.

**શંકા**—આશયશુદ્ધિ એટલે શું ?

**સમાધાન**—આશય એટલે ચિત્તનો અભિપ્રાય પ્રત્યેક ક્રિયાની પાછળ તેના કરનારનો કોઈ પણ આશય-અભિપ્રાય હોયજ છે આશય કે અભિપ્રાય વિનાની ક્રિયાને શાસ્ત્રે સમ્મૂર્છિમ-મન વિનાના પ્રાણીઓની ક્રિયા સાથે સરખાવી છે. તેનું જેમ સારૂં ફળ નથી તેમ નરસું ફળ પણ નથી તેવી ક્રિયા કરનારના અનુષ્ઠાનને

---

૧ શુદ્ધ આશયવાળાની ક્રિયા અશુદ્ધ હોતી નથી પરન્તુ ક્વચિત્ સહસાત્કાર અને અનાભોગ આદિ કારણોએ અશુદ્ધ ક્રિયા થઈ જાય, તો પણ તેથી અશુભ બન્ધ થતો નથી પણ શુભ બન્ધ જ થાય છે.

શાસ્ત્રકારોએ અનનુષ્ઠાન-અનુષ્ઠાન નથી એમ કહ્યું છે. આલોક પરલોકમાં લબ્ધિ કીર્તિ આદિ તથા દિવ્ય ભોગસુખાદિ મેળવવાની કામનાથી જે ક્રિયા થાય છે તેમાં આશય અતિ તુચ્છ અને મલિન હોવાથી તે સત્ક્રિયા બનતી નથી. એવા મલિન આશયવાળાની ક્રિયા કેવળ નિષ્ફળ જ નથી કિન્તુ વિપરીત ફલને આપનારી પણ થાય છે. કારણ કે તેમાં કલ્પતરૂ, ચિંતામણિ અને કામધેનુથી પણ અધિક મહિમાવાળા ધર્મને અતિ તુચ્છ કીર્તિ આદિ માત્રના હેતુ તરીકે કલ્પવામાં આવે છે. એ કલ્પના મહાન એવા ધર્મમાં અલ્પપણાનો બોધ કરાવનાર હોવાથી અસત્ય અને ભ્રાન્ત છે: એટલું જ નહિ પરન્તુ ધર્મ પ્રત્યે લઘુતા-અનાદરભાવ ઉત્પન્ન કરાવી અતિ તીવ્ર અશુભકર્મના બંધનો હેતુ થાય છે.[1]

**શંકા**—દેવદર્શનાદિ ધર્મક્રિયા કયા આશયથી કરવી જોઈએ ?

**સમાધાન**—દેવદર્શનાદિ ધર્મક્રિયા કરવાનો પ્રધાન આશય અંતઃકરણની શુદ્ધિ કરવાનો છે. અંતઃકરણની શુદ્ધિથી કર્મક્ષય થાય છે અને કર્મક્ષયથી સકલ કલ્યાણની

---

૧-કીર્તિ આદિની સ્પૃહાથી ધર્મ કરવો એ કેવળ અશુભ માટે જ છે, તો પણ ધર્મ માટે-ધર્મમાં જોડવા માટે ધર્મ કરનારની કીર્તિ, પ્રશંસા, દાન, સન્માન, સ્તુતિ અને ભક્તિ આદિ કરવાં એ અશુભ માટે નથી, એ યાદ રાખવું જોઈએ. પૌદ્ગલિક લાભ માટે ધર્મ કરવાનો નથી તો પણ ધર્મ કરવાથી પૌદ્ગલિક લાભ પણ મલે છે, એમ કહેવામાં લેશ પણ દોષ કે ભ્રાન્તિ નથી. કારણકે એથી ધર્મની લઘુતા થતી નથી. કિન્તુ એક પ્રકારે મહત્તા જ પ્રતિષ્ઠિત થાય છે.

પ્રાપ્તિ થાય છે લૌકિક ફલની કામના અન્ત.કરણના શુભ પરિણામનો નાશ કરે છે, શુભ પરિણામના નાશથી કર્મનો બધ થાય છે અને કર્મબન્ધથી સર્વ અકલ્યાણની પ્રાપ્તિ થાય છે એ કારણે શ્રીજિનમતમા સઘળી ધર્મક્રિયાનો આશય–પ્રધાન હેતુ અત કરણના શુભ પરિણામની વૃદ્ધિ અને અશુભ પરિણામનો નાશ કરવાનો છે અને એજ એક આશયે સઘળી ધર્મક્રિયા કરવાની છે

**શ કા**—દેવદર્શનથી શુભ પરિણામની વૃદ્ધિ કેવી રીતે થાય ?

**સમાધાન**—શ્રી જિનમતમા દેવ તરીકે અષ્ટાદશદોષરહિત, પરમગુણપ્રકર્ષવાન, અચિન્ત્યશક્તિયુક્ત, પરાર્થ-રસિક, ત્રૈલોક્યનાયક શ્રી જિનેશ્વરદેવ છે તેમની મૂર્તિના દર્શનાદિ કરવાથી નેત્રની સફલતા, ચિત્તની પ્રસન્નતા, અ ત કરણની તુષ્ટિ અને શુભભાવની વૃદ્ધિ આદિ અવશ્ય થાય છે શુભભાવની વૃદ્ધિથી કર્મક્ષય અને કર્મક્ષયથી સર્વકલ્યાણની પ્રાપ્તિ થાય છે

**શ કા**—મૂર્તિના દર્શનથી દેવના દર્શન કર્યા જેટલો સ તોષ માનવો, એ શુ ઘટિત છે ?

**સમાધાન**—શ્રી જિનમતમા દેવની ભક્તિ કરવા માટે દેવની મૂર્તિનુ જ આલબન પ્રધાનપણે લેવાનુ ફરમાવ્યું છે દેવમૂર્તિના આલબન વિના દેવની ભક્તિ કરવાનુ કાર્ય સર્વક્ષેત્ર અને સર્વ કાળમા અશક્યવત્ બને છે જેઓ દેવની મૂર્તિને માનતા નથી, તેઓ દેવની વિદ્યમાનતા [illegible] અને કાળમા દેવની ભક્તિ કરવા માટે [illegible] ને છે

શંકા—દેવની વિદ્યમાનતા સિવાયના ક્ષેત્રમાં અને કાળમાં દેવનું નામ લેવાથી કે દેવની આજ્ઞા પાલવાથી શું દેવની ભક્તિ થઇ શકતી નથી ?

સમાધાન—થઈ શકે છે. તોપણ દર્શન, વન્દન, અર્ચન, પૂજન અને ધ્યાનાદિ વડે ભક્તિ કરવા માટે મૂર્ત્તિની પરમ આવશ્યકતા છે. તે કાર્યો મૂર્ત્તિ સિવાય બની શકતાં નથી. જેઓ મૂર્ત્તિ માનવાનો નિષેધ કરે છે, તેઓ દેવનાં દર્શન, વન્દન, અર્ચન, પૂજન અને ધ્યાનાદિ દ્વારા થતાં કર્મનિર્જરા અને પુણ્ય બન્ધનો નિષેધ કરી ઘોર અંતરાય કર્મને ઉપાર્જન કરનારા થાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે—

" जिणपूआविग्घकरो हिंसाइपरायणो जयइ विग्घं "

"શ્રીજિનપૂજામાં અંતરાય કરનારો તથા હિંસાદિ કાર્યોમાં તત્પર રહેનારો અંતરાય કર્મને ઉપાર્જન કરે છે."

શંકા—દેવદર્શનાદિમાં સમય ગાળવા કરતાં જ્ઞાન, ધ્યાન, સ્વાધ્યાય કે સામાયિકાદિમાં સમય ગાળવાથી વિશેષ લાભ થાય કે નહિ ?

સમાધાન—શ્રી જિનમતમાં દરેક વસ્તુ પોતપોતાના સ્થાનમાં એક સરખી પ્રધાનતા અને ઉપયોગિતા ધરાવે છે. જ્ઞાનાધ્યયનથી નિરપેક્ષ સામાયિક અને સામાયિકથી નિરપેક્ષ જ્ઞાનાધ્યયન જેમ નિષ્ફળ છે, તેમ દેવદર્શનથી નિરપેક્ષ જ્ઞાનાધ્યયન કે સામાયિક પણ નિષ્ફળ છે. જે જ્ઞાન ભણવા છતાં સામાયિકનો ભાવ ઉત્પન્ન ન થાય, તે જ્ઞાન જેમ સફળ નથી, તેમ જે જ્ઞાન ભણવા છતાં દેવભક્તિનો ભાવ પણ ઉત્પન્ન ન થાય, તે જ્ઞાન પણ નિષ્ફળ જ છે. અથવા જેમ જ્ઞાન રહિત સામાયિક કિંમત વિનાનું છે, તેમ દેવભક્તિ રહિત જ્ઞાન કે સામાયિક

પણ કિંમત વિનાના છે. અથવા શ્રી જિનમતમાં જેમ સમ્યગ્દર્શનમાં જ્ઞાન અને ચારિત્ર, સમ્યગ્જ્ઞાનમાં દર્શન અને ચારિત્ર તથા સમ્યક્ ચારિત્રમાં જ્ઞાન અને દર્શન મળેલાં છે, તેમ જ્ઞાનાધ્યયનમાં દેવદર્શન અને સામાયિક, સામાયિકમાં જ્ઞાનાધ્યયન અને દેવદર્શન તથા દેવદર્શનમાં જ્ઞાનાધ્યયન અને સામાયિક માનેલાં છે એકને સ્વીકારીને બીજાનો નિષેધ કરનારો એકને પણ શુદ્ધરીતિએ સ્વીકારી શકતો નથી એકલા જ્ઞાનાધ્યયન કે એકલા સામાયિકને પકડી દેવદર્શનને છોડી દેનારાઓ સમ્યગ્જ્ઞાની કે યથાર્થ ચારિત્રી બની શકતા નથી જ્ઞાન જેમ અજ્ઞાનથી થનારા આશ્રવને રોકનાર છે અને ચારિત્ર જેમ અવિરતિથી થતા આશ્રવને અટકાવે છે, તેમ દેવભક્તિ પણ મિથ્યાત્વથી આવતા ઘોર આશ્રવને અટકાવનારી છે શ્રી જિનમતમાં અજ્ઞાન અને અવિરતિથી જેમ કર્મનો આશ્રવ અને બંધ માનેલો છે, તેમ મિથ્યાત્વથી પણ કર્મનો આશ્રવ અને બંધ માનેલો છે. મિથ્યાત્વના આશ્રવને અટકાવવાનું અને બંધને બંધ કરવાનું કાર્ય એકલા જ્ઞાન કે ચારિત્રથી થતું નથી કિન્તુ તે માટે દેવભક્તિની પણ પરમ આવશ્યકતા છે 'દેવદર્શન' એ દેવભક્તિનું પરમ પ્રધાન અંગ છે. એ વિના દેવને નમન-વંદન-અર્ચન-પૂજન-ધ્યાનાદિ કાંઈ પણ થઈ શકતું નથી એ કારણે દીર્ઘદર્શી જ્ઞાની મહર્ષિઓએ આબાલવૃદ્ધ સર્વને ઉપકારક દેવદર્શનની પવિત્ર ક્રિયા નિરન્તર કરવા માટે અત્યંત ભાર [illegible] આપ્યો છે જેનાથી બીજું કાંઈપણ

ન બની શકતું હોય, તે પણ શ્રદ્ધાપૂર્વક નિરન્તર દેવદર્શનની ક્રિયામાં રક્ત રહે અને તેને ન છોડે તો તેનો ઉદ્ધાર પણ કાલક્રમે શક્ય છે. મિથ્યાત્વરૂપી જલથી અને કુગ્રાહ–દુરાગ્રહરૂપી જલજંતુઓથી ભરેલા આ ભવ-સાગરને તરી જવા માટે તે પણ એક ફલક–પાટીયું છે. અપૂજ્યની પૂજા અને પૂજ્યની અપૂજા કરીને જીવે આ સંસારમાં જે કર્મ સંચય કર્યો છે, તેનું પ્રક્ષાલન કરવાને માટે 'દેવદર્શન' અને 'દેવપૂજન' સમાન બીજું કોઈ જલ નથી. મિથ્યાત્વ એ પરમ રોગ છે, પરમ અંધકાર છે, પરમ શત્રુ છે અને પરમ વિષ છે. દેવદર્શન અને દેવપૂજા એ મિથ્યાત્વ રોગનો પ્રતિકાર કરવા માટે પરમ ઔષધ છે. મિથ્યાત્વ અંધકારનું નિવારણ કરવા માટે પરમ દીપક છે. મિથ્યાત્વશત્રુનો ઉચ્છેદ કરવા માટે પરમ શસ્ત્ર છે અને મિથ્યાત્વવિષનો નાશ કરવા માટે પરમ અમૃત છે. મિથ્યાત્વ રોગથી મુક્ત થવા માટે, મિથ્યાત્વ અંધકારને ટાળવા માટે, મિથ્યાત્વ શત્રુનો ઉચ્છેદ કરવા માટે અને મિથ્યાત્વ વિષનો નાશ કરવા માટે દેવદર્શનરૂપી ઔષધ, દીપક, શસ્ત્ર અને અમૃતનો ઉપયોગ કર્યા સિવાય આજસુધી કોઇને ચાલ્યું નથી, વર્તમાનમાં ચાલતું નથી અને ભવિષ્યમાં ચાલવાનું નથી. એ સત્યને સૌ કોઇએ સત્વર સમજી લેવું જોઇએ અને આત્મોદ્ધાર માટે દેવ-દર્શનાદિ ધર્મ ક્રિયામાં અધિકાધિક રક્ત બનવું જોઇએ.

## પ્રકરણ–ઓગણત્રીસમું.

# શ્રી જિનભવનમાં તજવા યોગ્ય આશાતનાઓ.

શ્રી ચૈત્યવન્દનભાષ્યમાં આચાર્યપુરંદર શ્રી દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજ ફરમાવે છે કે—

"तम्बोलपाणभोयण,-वाणहमेहुन्नसुअणनिट्ठवणं ।
मुत्तुच्चारं जूअं, वज्जे जिणनाहजगईए ॥ १ ॥"

શ્રી જિનેશ્વરદેવના મન્દિરની જગતીમાં–કોટમાં પ્રવેશતાં જ જઘન્યથી દશ મોટી આશાતનાઓને વર્જવી જોઇએ.

**જઘન્યથી દશ પ્રકારની આશાતનાઓનાં નામ–**

૧–તંબોલ–સોપારી, નાગરવેલનાં પાન ઇત્યાદિ ખાવું.
૨–પાન–પાણી પીવું
૩–ભોયણ–ભોજન કરવું.
૪–વાણહ–ઉપાનહ, મોજડી, પગરખાં ઈત્યાદિ પહેરવાં
૫–મેહુન્ન–મૈથુન અને કામચેષ્ટા ઈત્યાદિ કરવાં
૬–સુઅણ–સૂવું.
૭–નિટ્ઠવણ–થૂકવું તથા શ્લેષ્મ નાખવું
૮–મુત્ત—લઘુનીતિ–મૂત્ર–પિશાબ કરવો
૯–ઉચ્ચાર—વડીનીતિ–સ્થંડિલ–ઝાડો કરવો
૧૦–જૂઅં—જૂગટે રમવું, પાનાં ખેલવાં, સોગટાબાજી રમવી, ઇત્યાદિ

અહીં 'આશાતના' શબ્દનો અર્થ કરતાં ફરમાવ્યું છે કે-'આ' એટલે 'આય' જ્ઞાન-દર્શન-ચારિત્રનો 'લાભ.' અને 'શાતના' એટલે 'ખંડના'-અવિનયવાળા આચરણથી જ્ઞાન-દર્શન-ચારિત્રના લાભનો 'વિનાશ.' ટૂંકમાં જ્ઞાનાદિના લાભને રોકનારૂં અવિનયવાળું જે આચરણ, તેનું નામ આશાતના છે. તે આશાતનાઓ શાસ્ત્રમાં જઘન્યથી ઉપર કહ્યા મુજબ દશ (૧૦) પ્રકારની દર્શાવી છે. મધ્યમથી તથા ઉત્કૃષ્ટથી નીચે લખ્યા મુજબ અનુક્રમે બેંતાલીસ (૪૨) અને ચોરાસી (૮૪) પ્રકારની દર્શાવી છે.

### મધ્યમથી ૪૨ પ્રકારની અશાતનાઓનાં નામઃ-

૧ થી ૧૦-ઉપર જણાવેલી છે તે.
૧૧-નાટક પ્રેક્ષણાદિ જોવાં.
૧૨-પગ ઉપર પગ ચઢાવવા.
૧૩-પગ પ્રસારવા.
૧૪-પરસ્પર કલહ કરવો.
૧૫-પરિહાસ કરવો.
૧૬-મત્સર કરવો.
૧૭-સિંહાસન, કૌચ અને ખુરસી આદિનો પરિભોગ કરવો.
૧૮-શરીર અને કેશ આદિની વિભૂષા કરવી.
૧૯-છત્ર તથા છત્રી આદિ રાખવાં.
૨૦-ખડ્ગ તથા લાકડી આદિ રાખવાં.
૨૧-મુકુટ રાખવો.
૨૨-ચામર રાખવા.

૨૩–ઉઘરાણી કરવી.
૨૪–વિલાસ કરવો.
૨૫–પરપુરૂષ–પરસ્ત્રી સાથે પ્રસંગ કરવો.
૨૬–મુખકોશ ન કરવો.
૨૭–અશુદ્ધ શરીર રાખવું.
૨૮–અશુદ્ધ વસ્ત્ર પહેરવું.
૨૯–અવિધિપૂર્વક દર્શન–પૂજનાદિ કરવાં.
૩૦–ચિત્તની એકાગ્રતા ધારણ ન કરવી.
૩૧–સચિત્ત દ્રવ્ય બહાર મૂકી ન આવવું.
૩૨–એકશાટી સાંધા વિનાનું ઉત્તરાસંગ ન કરવું.
૩૩–અંજલિ–બે હાથ ન જોડવા.
૩૪–હલકા પ્રકારનાં પૂજાનાં ઉપકરણો રાખવાં.
૩૫–હલકા પ્રકારનાં પુષ્પાદિ વાપરવાં.
૩૬–પૂજાનો અનાદર કરવો.
૩૭–શ્રી જિનેશ્વરદેવના પ્રત્યનીકને–શત્રુભાવે વર્તનારાને વારવો નહિ.
૩૮–ચૈત્યદ્રવ્યને ખાવું.
૩૯–ચૈત્યદ્રવ્યને ખાનારની ઉપેક્ષા કરવી.
૪૦–છતી શક્તિએ પૂજા–વન્દનાદિમાં મન્દ આદર ધારણ કરવો.
૪૧–દેવદ્રવ્યાદિ ખાનાર સાથે વ્યાપાર–મૈત્રી આદિ કરવાં.
૪૨–દેવદ્રવ્યાદિ ખાનારની નોકરી કરવી, તેને શેઠ તરીકે સ્વીકારવો અને તેની આજ્ઞા આદિ માન્ય રાખવી.

**ઉત્કૃષ્ટથી ૮૪ પ્રકારની આશાતનાઓનાં નામઃ–**

૧–શ્લેષ્મ અને ખળખા આદિ નાખવા.

૨-જુગટું આદિ ક્રીડા કરવી.
૩-કલહ કરવો.
૪-ધનુર્વેદ આદિ કલાઓ શીખવી.
૫-પાણીના કોગળા કરવા.
૬-પાન સોપારી ખાવી.
૭-પાન આદિના કૂચા નાખવા.
૮-ગાલો દેવી.
૯-ઝાડે ફરવા કે પેશાબ કરવા જવું.
૧૦-ન્હાવું-સ્નાન કરવું.
૧૧-વાળ ઓળવા.
૧૨-નખ કાઢવા.
૧૩-લોહી, માંસ અને પરૂ વગેરે નાખવું.
૧૪-શેકેલાં ધાન્ય વિગેરે ખાવાં.
૧૫-ચામડી અને ચામડાં વિગેરે નાખવું.
૧૬-ઓસડ વિગેરે ખાવું.
૧૭-ઉલટી કરવી.
૧૮-દાતણ કરવું.
૧૯-વિશ્રામણા-પગચંપી આદિ કરાવવી.
૨૦-બકરી, ગાય, ભેંસ, ઘોડા, હાથી અને ઉંટ વિગેરે બાંધવા.
૨૧ થી ૨૭-દાંત, આંખ, નખ, ગાલ, નાક, કાન અને માથા વિગેરેનો મેલ નાખવો.
૨૮-સૂવું.
૨૯-મંત્ર, ભૂત અને રાજા વિગેરેનો વિચાર કરવો.
૩૦-વૃદ્ધ પુરૂષના સમુદાયમાં આવી વાદવિવાદ કરવો.

૩૧–નામા લેખા લખવા
૩૨–ધન વિગેરેની વહેંચણી કરવી
૩૩–પોતાનો દ્રવ્યભંડાર ત્યાં સ્થાપવો
૩૪–પગ ઉપર પગ ચઢાવીને બેસવુ
૩૫–છાણા થાપવા
૩૬–કપડા સૂકવવા
૩૭–શાક વિગેરે ઉગાડવાં
૩૮–પાપડ વણવા
૩૯–વડી અને શીરાવડી વિગેરે કરવી
૪૦–રાજા વિગેરેના ભયથી દેહરાસરમાં સંતાઈ જવું
૪૧–દિલગીરીથી–શોકથી રડવુ
૪૨–વિકથા કરવી
૪૩–બાણ અને તલવાર વિગેરે હથિઆર ઘડવા કે સજવા
૪૪–ગાય તથા ભેંસ રાખવી
૪૫–તાપણી તાપવી
૪૬–અન્નાદિ રાંધવું
૪૭–નાણું પારખવું
૪૮–અવિધિથી તથા નિસીહિ કહ્યા વિના દેહરાસરમાં જવુ
૪૯ થી ૫૨–છત્ર, પગરખા, હથિઆર અને ચામર–આ ચારને સાથે લઈને પ્રવેશ કરવો
૫૩–મનને એકાગ્ર ન રાખવું
૫૪–તેલ વિગેરે શરીરે ચોળવુ–ચોપડવું
૫૫–પોતાના સચિત્ત પુષ્પ-ફલાદિક સાથે રાખવાં

૫૬–અજીવ વસ્તુ હાર, વીંટી, પાઘડી અને કપડાં વિગેરે બહાર મૂકી શોભા વિનાના થઈને દેહરાસરમાં દાખલ થવું.

૫૭–ભગવંતને જોતાં જ હાથ ન જોડવા.

૫૮–ઉત્તરાસંગ ન રાખવું.

૫૯–મુગટ મસ્તકે ધરવો.

૬૦–ઓઢાનું આદિ મુખ પર બાંધેલ હોય તે ન છોડવું.

૬૧–પુષ્પના હારતોરા આદિ શરીરથી દૂર ન કરવા.

૬૨–હોડ–શરત કરવી.

૬૩–ગેડીદડે રમવું.

૬૪–પ્રાહુણા ( પરોણા ) આદિને જુહાર કરવો.

૬૫–ભાંડ ભવૈયાની રમત કરવી.

૬૬–હુંકારો કરીને કોઈને બોલાવવો.

૬૭–લેવાદેવા આશ્રયી ધરણું માંડવું–લાંઘવા બેસવું.

૬૮–રણસંગ્રામ કરવો.

૬૯–માથાના વાળ જુદા કરવા અથવા માથું ખણવું.

૭૦–પલાંઠી વાળીને બેસવું.

૭૧–ચાખડી–પાવડીએ ચડવું.

૭૨–પગ પસારીને–પહોળા કરીને બેસવું.

૭૩–પિપૂડી કે સીટી વગાડવી.

૭૪–પગનો મેલ કાઢવો.

૭૫–કપડાં ઝાટકવાં.

૭૬–માંકડ અને જૂ આદિ વીણીને નાખવાં.

૭૭–મૈથુનક્રીડા કરવી.

૭૮–જમણ કરવું.

૭૯–વેપાર–લેવું દેવું વિગેરે કરવું.

૮૦–વૈદું કરવું

૮૧–પથારી અને ખાટલો ખંખેરવો.

૮૨–ગુહ્ય ઇન્દ્રિય ઉઘાડવી કે સમારવી.

૮૩–મુક્કાબાજી તથા કૂકડા વિગેરેનું યુદ્ધ કરાવવું

૮૪–ચોમાસામાં પાણી સંઘરવું, તેથી સ્નાન કરવું અને પીવાને માટે પાણીનાં માટલાં વિગેરે રાખવાં.

આ ઉત્કૃષ્ટથી ૮૪ આશાતનાઓમાં જઘન્યથી દશ અને મધ્યમથી બેંતાલીસ આશાતનાઓનો એક યા બીજા પ્રકારે સમાવેશ થઈ જાય છે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ–એમ ત્રણ પ્રકારના વર્ગ મંદ, મધ્યમ અને તીવ્ર બુદ્ધિવાળા અધિકારિઓને સમજવા માટે પાડયા છે. બાકી જેટલા જેટલા પ્રકારનાં અવિનયવાળાં આચરણો છે, તે બધા આશાતનાઓના પ્રકારો છે અને તેને શ્રી જિનેશ્વરદેવના મંદિરમાં વર્જવાના છે. દર્શન યા પૂજન માટે શ્રી જિનેશ્વરદેવના મંદિરમાં પ્રવેશ કર્યા બાદ ઉપર કહેલી સર્વ આશાતનાઓ જેમ ટાળવાની છે, તેમ તે ઉપરાંત આજકાલ બીજી પણ અનેક પ્રકારની આશાતનાઓ વધતી જતી દેખાય છે, તેને પણ સમજીને દૂર કરવાની છે. જ્ઞાનાદિ આત્માના ગુણોના લાભ માટે શ્રી જિનમંદિરમાં જવાનું છે. તે સ્થાને જ લાભના બદલે નુકશાન થાય તેવું આચરણ કરવામાં આવે, તો તેવા આત્માઓને તરવાનો કોઈ માર્ગ જ રહેતો નથી જેઓ શ્રી જિનમંદિરે જતાં નથી, તેઓને તો કોઈ પણ કાળે પ્રતિબોધ પામ્યા બાદ શ્રી જિનમંદિરે જવાનો અને પોતાના આત્માને તારવાનો પ્રસંગ

આવી શકશે: પણ જેઓ શ્રી જિનમંદિરે રોજ જાય છે છતાં બેદરકારીથી લાભના બદલે હાનિ ઉઠાવે છે, તેઓને તો ભવિષ્યમાં પણ તરવાનો કોઈ માર્ગ રહેતો નથી. એ કારણે નિયમિત શ્રી જિનમંદિરે જનારા આત્માઓએ અજાણતાં પણ કોઇ આશાતના પોતાથી ન થઈ જાય, તેનો સંપૂર્ણ ખ્યાલ રાખવો જરૂરી છે.

શાસ્ત્રમાં જણાવેલી આશાતનાઓ ઉપરાન્ત આજકાલ બીજી પણ ઘણી આશાતનાઓ વધતી જાય છે, જેમાંની કેટલીકનો માત્ર નામનિર્દેશ અહીં કરીએ છીએ:—

૧—'નિસીહિ' આદિ કહ્યા વિના અવિધિપૂર્વક શ્રી જિનમંદિરમાં પ્રવેશ કરવો.[1]

---

૧—અવિધિપૂર્વક શ્રી જિનમન્દિરમાં પ્રવેશ કરવો તથા પ્રવેશ કર્યા બાદ ત્રણ પ્રદક્ષિણા, ત્રણ પ્રણામ, ત્રણ દિશાએ જોવાનો ત્યાગ તથા પગ મૂકવાની અને બેસવાની ભૂમિને ત્રણ વાર પ્રમાર્જન, ઇત્યાદિ વિધિને નહિ જાળવવી—તે પણ એક પ્રકારની આશાતના જ છે. તેથી તે આશાતનાને વર્જવાના અર્થી આત્માઓએ શ્રી જિનમંદિરમાં પ્રવેશ કરવાની અને પ્રવેશ કર્યા બાદ દર્શન અને પૂજન આદિ કરવાની સમગ્ર વિધિને સમજી લઈને તેના અમલનો પ્રયત્ન કરવો જોઈએ. એ વિધિને શાસ્ત્રોમાં 'દશ ત્રિક' અને 'પાંચ અભિગમ' આદિ શબ્દોથી ઓળખાવેલ છે.

'દશ ત્રિક'નાં નામ અનુક્રમે નીચે મુજબ છે:—

૧—ત્રણ નિસીહિ: ઘર, દહેરાસર અને દ્રવ્યપૂજાસંબંધી વ્યાપારના ત્યાગ માટે અનુક્રમે ત્રણ સ્થાને નિસીહિ કહેવાની છે. પહેલી મુખ્ય દ્વારે પ્રવેશ કરતી વખતે, બીજી મધ્ય દ્વારમાં પ્રવેશતી વખતે અને ત્રીજી ચૈત્યવંદન કરતી વખતે.

[ વધુ નોંધ ૨૦૧ મા પાનામાં. ]

## ૨–શ્રી જિનમંદિરમાં પ્રવેશ કર્યા બાદ બીજાઓને અંતરાય થાય, તે રીતિએ દર્શન–પૂજન–સ્તવન વિગેરે કરવા.

[ ૨૦૦ મા પાનાથી આગળની નોંધ ]

૨–ત્રણ પ્રદક્ષિણા ભગવંતની અથવા ભગવંતના ગભારાની ચારે બાજુ ત્રણ પ્રદક્ષિણાવર્ત પદ્ધતિએ ભ્રમણ કરવું ત્રણ વાર પરિભ્રમણ કરવું, એ જ્ઞાન–દર્શન–ચારિત્ર રૂપી રત્નત્રયીની પ્રાપ્તિનું સૂચક છે

૩–ત્રણ પ્રણામ શ્રી જિનેશ્વરદેવને જોતા જ અનુક્રમે (૧) બે હાથ જોડવા, (૨) અડધું અંગ નમાવવું અને (૩) પંચાંગ પ્રણિપાત કરવો.

૪–ત્રણ પૂજા (૧) પુષ્પાદિ વડે અંગપૂજા, (૨) નૈવેદ્યાદિ વડે અગ્રપૂજા અને (૩) સ્તોત્રાદિ વડે ભાવપૂજા

૫–ત્રણ અવસ્થાઓનું ભાવવું (૧) પિંડસ્થ પ્રભુની જન્મ–અવસ્થા, રાજ્ય–અવસ્થા અને શ્રમણ–અવસ્થાને વિચારવી (૨) પદસ્થ–પ્રભુની કેવળજ્ઞાન પામ્યા બાદની તીર્થંકર–અવસ્થાને ભાવવી અને (૩) રૂપાતીત–પ્રભુની નિર્વાણ પામ્યા બાદની અરૂપી સિદ્ધ–અવસ્થાને ભાવવી

૬–ત્રણ દિશાએ જોવાનું વર્જવું પ્રભુની સન્મુખ દિશાને છોડી ઉંચે, નીચે અને તીર્છું અથવા જમણી, ડાબી અને પાછલી દિશાએ જોવાનો ત્યાગ કરવો

૭–ત્રણ વાર પદભૂમિનું પ્રમાર્જન કરવું પગ મૂકવાની અને બેસવાની ભૂમિને વસ્ત્રના છેડા વડે ત્રણ વાર પૂંજવી

૮–ત્રણ આલંબન (૧) વર્ણાલંબન–ચૈત્યવંદન સૂત્રના અક્ષરોનું શુદ્ધ ઉચ્ચારણ અને બોલતી વખતે તેમાં જ ઉપયોગ, (૨) અર્થાલંબન–બોલતી વખતે સૂત્રના અર્થમાં જ ઉપયોગ અને (૩) પ્રતિમાદિઆલંબન–જેની આગળ ચૈત્યવન્દનાદિ કરવામાં આવે છે, તે પ્રતિમાદિને વિષે જ દૃષ્ટિ અને ચિત્તની એકાગ્રતા

[ વધુ નોંધ ૨૦૨ મા પાનામાં. ]

૩–શ્રી જિનમંદિરમાં જોડા મોજાં કે અશુદ્ધ વસ્ત્રો પહેરીને જવું.

૪–દર્શન અને પૂજા કરતી વખતે સ્ત્રીઓ અને પુરુષોએ પોત-પોતાના અલગ સ્થાને ઉભા ન રહેવું. સ્ત્રીઓએ પુરુષોને

[ ૧૦૦–૧૦૧મા પાનાથી આગળની નોંધ. ]

૯–ત્રણ મુદ્રાઃ (૧)–યોગમુદ્રા–આંગળીઓને પરસ્પર અંતરિત કરી કમળના ડોડાના આકારે બન્ને હાથની રચના કરવી અને બન્ને હાથની કોણીઓને પેટ ઉપર સ્થાપન કરવી. (૨)–જિનમુદ્રા–કાઉસગ્ગ વિગેરેમાં ઉભા રહેતી વખતે ભૂમિ ઉપર બે પગોના અગ્રભાગમાં ચાર આંગળ અંતર રહે અને પાછળનો ભાગ તેથી કંઈક ન્યૂન અંતરવાળો રહે તેમ રહેવું અને (૩)–મુક્તાશુક્તિમુદ્રા–મુક્તા એટલે મોતી અને શુક્તિ એટલે છીપ. મોતીની છીપના આકારે બન્ને હાથને સરખી રીતે અને મધ્યમાં ઉન્નત રહે એ રીતે રાખી કપાળે લગાડવા. આ મુદ્રા વડે 'જાવંતિ૦' 'જાવંત૦' અને 'જય વીયરાય' સૂત્ર કહેવામાં આવે છે.

૧૦–ત્રણ પ્રણિધાનઃ (૧)–ચૈત્યવંદન સ્વરૂપ 'જાવંતિ ચેઈઆઈં' (૨)–મુનિવંદન સ્વરૂપ 'જાવંત કેવિ સાહૂ' અને (૩)–પ્રાર્થના સ્વરૂપ 'જય વીયરાય'–એ ત્રણ સૂત્રોને 'પ્રણિધાન ત્રિક' કહેવાય છે. એમાં પ્રથમનાં બે સૂત્રોથી અનુક્રમે ત્રણે લોકમાં રહેલાં ચૈત્યોને તથા અઢી દ્વીપમાં રહેલા મુનિઓને નમસ્કાર થાય છે તથા ત્રીજા સૂત્રથી વીતરાગ પરમાત્મા પાસે ભવનિર્વેદાદિ આઠ વસ્તુઓની પ્રાર્થના કરવામાં આવે છે.

અથવા મન વચન અને કાયાની એકાગ્રતા રાખવી, તેને પણ 'પ્રણિધાન ત્રિક' કહેવાય છે.

પાંચ અભિગમનાં નામ અનુક્રમે નીચે મુજબ છે. 'અભિગમવિધિ' એટલે 'શ્રી જિનેશ્વરદેવની સન્મુખ જવાની વિધિ.'–

[ જુઓ નોંધ ૨૦૩મા પાનામાં.

પ્રભુની જમણી બાજુએ અને સ્ત્રીઓને પ્રભુની ડાબી બાજુએ ઉભા રહીને દર્શન તથા પૂજન કરવાનું ફરમાવ્યું છે. આ વિધિ નહિ સાચવવાથી બીજી અનેક પ્રકારની આશાતનાઓ થવાનો સંભવ છે.

---

[ ૨૦૦-૨૦૧-૨૦૨ મા પાનાથી આગળની નોંધ. ]

૧-સચિત્ત દ્રવ્યોનો ત્યાગ : શ્રી જિનમંદિરમાં પ્રવેશ કરતી વખતે પોતાને સૂંઘવાનાં પુષ્પો તથા પહેરેલી પુષ્પની માળા વિગેરે સચિત્ત દ્રવ્યો બહાર મૂકીને પ્રવેશ કરવો. અચિત્ત વસ્તુઓ પણ પોતાને ખાવા-પીવાની કે સૂંઘવાની હોય તો પ્રભુની દૃષ્ટિ ન પડે તેમ ચૈત્યની બહાર મૂકીને અંદર જવું.

૨-અચિત્ત દ્રવ્યોનો અત્યાગ : પહેરેલાં અલંકાર, વસ્ત્ર અને રૂપાનાણું ઈત્યાદિ અચિત્ત દ્રવ્યો ન છોડવાં તે. તેને ઉતારીને જવાથી ધર્મની શોભામાં અભિવૃદ્ધિ થતી નથી તેમજ અંગ ઉપર ધારણ કરી રાખવાથી ધર્મ અને શાસનની શોભા વધે છે.

૩-મનની એકાગ્રતા : પ્રભુનું બિંબ દૃષ્ટિએ પડતાંની સાથે જ બીજા વિચારોનો ત્યાગ કરી ચિત્ત તેને વિષે જ એકાગ્ર કરવું.

૪-ભૂમિપ્રમાર્જન માટે, બને છેડે દશીઓવાળુ અને વચ્ચે સાંધા વિનાનું એકશાટી ઉત્તરાસંગ અર્થાત્ ખેસ રાખવો.

૫-મસ્તકે અંજલિ : શ્રી જિનેશ્વરદેવનાં દર્શન થતાંની સાથે, મસ્તકે બે હાથ જોડીને પ્રણામ કરવો.

આ પાંચ અભિગમ સામાન્ય ઋદ્ધિવાળા શ્રાવકો માટે છે. મોટી ઋદ્ધિવાળા રાજા વિગેરે શ્રાવકો માટેનાં પાંચ અભિગમ જુદા છે. દર્શન કરવા આવનાર રાજા હોય તો તેણે પોતાનાં રાજચિહ્નો છોડીને જ મન્દિરમાં પ્રવેશ કરવો. એ રાજચિહ્નો પાંચ પ્રકારનાં છે, તેથી મહર્દ્ધિક રાજા વિગેરે માટેનાં અભિગમ પણ પાંચ પ્રકારનાં છે. (૧)-ખડ્ગ,

[ વધુ નોંધ ૨૦૪ મા પાનામાં. ]

૫-પૂજા કરવાનાં વસ્ત્રો, ઉપકરણો તથા દ્રવ્યો છતી શક્તિએ મંદિરના અને સાધારણ ખાતાનાં વાપરવાં.

૬-છતી શક્તિએ ભગવાનની જળપૂજા અને અંગલૂહણાદિ ઓછી-પૂજારી પાસે કરાવવાં.

૭-પૂજા કરતી વખતે મુખકોશ બરાબર નહિ બાંધવો.

૮-મુખકોશ બાંધ્યા પછી હાથ નહિ ધોવા.

૯-નાકને અડક્યા પછી હાથ ધોયા વિના જ પ્રભુના અંગને અડકવું.

૧૦-અંગલૂહણાં કરતી વખતે પોતાના અંગને કે વસ્ત્રને તે અંગલૂહણાં ન અડી જાય, તેનો ખ્યાલ નહિ રાખવો.

૧૧-અંગલૂહણાં અને પુષ્પાદિ ભોંય પડી ગયા પછી પણ પ્રભુના અંગ ઉપર લગાડવાં અને ચઢાવવાં.

૧૨-ધૂપ, દીપ આદિ ખુલ્લાં મૂકવાં. ધૂપધાણાનો ઉપયોગ થઈ રહ્યા બાદ તેને ઢાંકણાથી ઢાંકીને ન મૂકવું અને દીપક પ્રગટાવ્યા બાદ તેને ફાનસમાં ન મૂકવો.

[ ૨૦૦-૨૦૧-૨૦૨-૨૦૩ આ પાનાથી આગળની નોંધ. ]
(૨)-છત્ર, (૩) ઉપાનહ, (૪) મુકુટ અને ૫ ચામર-એ પંચ રાજચિહ્નોનો ત્યાગ કરીને જ ચૈત્યમાં પ્રવેશ કરવો.

ત્રિભુવનના રાજા રાજેશ્વર શ્રી જિનેન્દ્રપ્રભુની સન્મુખ જવાનું છે, તેથી તેમની સન્મુખ પોતાનું રાજાપણું બતાવવું તે અત્યંત અનુચિત અને અવિનયરૂપ છે. તેમની સન્મુખ તો ખરું જોતાં પોતાનો સેવકભાવ જ દર્શાવવાનો હોય છે; કારણ કે ત્રિલોકનાથ પ્રભુના સેવક બનવું, એ પણ પરમ સૌભાગ્યની નિશાની છે.

શ્રી જિનચૈત્યમાં સાચવવા અને આચરવા યોગ્ય બીજા પણ ઘણા વિધાનો છે. તેને ગુરુગમથી સમજવા પ્રયાસ કરવો. તે વિધાનોનું ઉલ્લંઘન, એ પણ એક પ્રકારની આશાતના જ છે.

૧૩–અગ્રપૂજા માટે ચોખા, બદામ વિગેરે ઘેરથી નહિ લઈ જવા અને માત્ર પૈસો-પાઈ મૂકીને સંતોષ માનવો. ઘેરથી લઈ જવામાં આવે તો પણ દાબડી, ઝોળી કે રૂમાલમાં નહિ લઈ જતાં, છાપા વિગેરે કાગળમાં લઈ જવા અને પછી તે કાગળના ટૂકડાઓને મંદિરમાં કે બહાર રખડતા મૂકવા

૧૪–મંદિરમાંથી બહાર નીકળતી વખતે ભગવાનને પૂંઠ ન પડે તે રીતિએ નીકળવું જોઈએ, તેના બદલે બેદરકારીથી ગમે તે રીતિએ નીકળવું.

૧૫–મંદિરનાં નિર્માલ્ય પુષ્પ વિગેરે તથા પ્રક્ષાલનનાં જલ વિગેરેની રીતસર વ્યવસ્થા ન કરવી.

૧૬–વાસી પુષ્પાદિ ચઢાવવાં

૧૭–છતી શક્તિએ પ્રભુના પ્રક્ષાલન આદિમાં ઘરનું દૂધ અને ઘી વિગેરે ન વાપરવું.

૧૮–શ્રી જિનેશ્વરદેવના મંદિરના પગથીએ બેસીને વહેપાર-ધંધા તથા સંસારવ્યવહારની વાતો કરવી

૧૯–શ્રી જિનમંદિરની અંદર પરસ્પર મેળાપ થાય ત્યારે એક-બીજાની ખબર-અંતર પૂછવી [૧]

૨૦–દર્શન તથા પૂજન આદિ કરતી વખતે મોટા-નાનાનો વિનય ન સાચવવો.

૨૧–ચૈત્યવંદન તથા સ્તવનાદિ બોલતી વખતે તથા ઘંટાદિ વગાડતી વખતે બીજાઓને વ્યાઘાત થાય તેની દરકાર ન કરવી.

---

૧–આ દોષ ખાસ કરીને સ્ત્રીઓ તરફથી વિશેષ સેવવામાં આવે છે, પણ તે મોટી આશાતના રૂપ હોવાથી તેનો એકદમ ત્યાગ કરી દેવો જોઈએ.

૨૨-પૂજા કરવા જતી વખતે પગમાં પાવડી આદિ પહેરવી તથા મેલથી સ્નાન કરી પૂજાનાં વસ્ત્રો પહેરી મેલાં સાથી આદિમાં બેસીને જિનમંદિરે જવું અને ત્યાં કર્યા સ્નાનાદિ કર્યા વિના જ ભગવાનની અંગપૂજાદિ કરવું.

૨૩-પૂજાનાં વસ્ત્રોમાં ધોતીયું અને બેસ ઉપરાંત અંગરખા વિગેરે પહેરવું.

૨૪-શ્રી જિનમંદિરે આવુ માટીને સ્નાન કરવું તથા વસ્ત્રો ધોવાં.

૨૫-સ્નાન કર્યા બાદ માથામાં તેલ ફુલેલ લગાવવાં અને માથું ઓળવું.

એ વિગેરે અનેકવિધ આશાતનાઓ સ્વયં સમજપૂર્વક પ્રયાસ કરવો અને તેને ટાળીને શ્રી જિનપૂજાદિ ભક્તિમાં પ્રવૃત્ત થવું. એ રીતે કરેલી પૂજા-ભક્તિ અનંત પુણ્યરાશિને વધારનાર તથા અનંત પાપરાશિને ઘટાડનાર થાય છે.

આજકાલ એક મોટી આશાતના શ્રી સિદ્ધગિરિરાજ ઉપર વધતી જાય છે. તેને અટકાવવા અને સ્વયં નહિ સેવવા માટે દરેકે ખાસ લક્ષ રાખવું જોઈએ. સમસ્ત ગિરિરાજએ મંદિર જેટલો જ અને કોઈ અપેક્ષાએ તેથી પણ અધિક પવિત્ર છે. એવા પવિત્રતમ ગિરિરાજ ઉપર શ્રીજિન-મંદિરમાં વર્જવાયોગ્ય સર્વ આશાતનાઓ વર્જવી જોઈએ. તેના બદલે આજકાલ ગિરિરાજ ઉપર વડીનીતિ, લઘુનીતિ આદિ કરવાં: લીંટ, બળખા થૂંક આદિ નાખવાં: દહીં, દૂધ, સુખડી આદિ ખાવાં: એ વિગેરે આશાતનાઓ વધતી જાય છે. તેને કોઈ પણ પ્રકારે બંધ કરવી જ જોઈએ. કારણ કે-તેથી એકાન્ત પુણ્યહાનિ થાય છે. ગિરિરાજ ઉપરથી નીચે ઉતર્યાં બાદ પણ આહાર-નીહારાદિ કરવા માટે ઓછામાં ઓછાં સો કદમ જેટલી ભૂમિને તો વર્જવી જ જોઈએ.

## પ્રકરણ–ત્રીસમું.

## દેવદર્શન............ઉપસંહાર.

" अमोघा वासरे विद्युद्, अमोघं निशिगर्जितम् ।
नारीबालवचोऽमोघ-ममोघं देवदर्शनम् ॥ १ ॥ "

[1]દિવસે વિજળી અમોઘ છે, રાત્રિએ ગર્જારવ અમોઘ છે અને સ્રી તથા બાળકનું વચન જેમ અમોઘ છે, તેમ દેવનું દર્શન પણ અમોઘ છે–અવશ્ય ફળને આપવાવાળું છે.(૧)



દેવદર્શન કરવાની પ્રણાલિકા ભારતવર્ષમાં અતિ રૂઢ છે. પાશ્ચાત્ય સંસ્કૃતિના અનુકરણથી અને જડવાદી કેળવણીના પ્રચારથી ભારતવર્ષની એ પ્રાચીન રૂઢિ ઉપર અનેક પ્રકારના પ્રહારો થવા છતાં, 'દેવદર્શન'ની પ્રણાલિકા હજુ પણ પોતાનું સ્થાન અડગપણે ટકાવી રહેલ છે. એમાં કારણભૂત એની નક્કરતા છે. દેવદર્શનની ક્રિયા નક્કર સત્ય ઉપર નિર્માણ થયેલી છે અને એ ક્રિયાની પાછળ એટલાં બધાં સુંદર તત્ત્વો સમાયેલાં છે કે–જ્યાં સુધી એક પણ સમજદાર માણસ–તેના રહસ્યને સમજનારો માણસ, આ ભારતભૂમિ પર વિદ્યમાન રહેશે, ત્યાં સુધી તેનો પ્રચાર અટકાવી શકાશે નહિ : એ

૧–આ શ્લોકનો ભાવ જો કે લૌકિક દેવના દર્શનનું ફળ વર્ણવવાનો છે, તો પણ લોકોત્તર દેવના દર્શનને એ નથી લાગુ પડતો એમ નહિ : બલ્કે એથી પણ વિશેષ લાગુ પડે છે, તે આખોય ઉપસંહાર વાંચી જવાથી માલમ પડી આવશે.

એક જ સમજદાર માણસ દેવદર્શનની પવિત્ર પ્રણાલિકાનું સંરક્ષણ કરવાને સમર્થ થશે': અનેક સુયોગ્ય આત્માઓને દેવદર્શનના પવિત્ર શહે 'એક ક્ષણ વારમાં પણ વાળી શકશે.

'દેવદર્શન' જેવી પવિત્ર પ્રણાલિકાનો વિરોધ કરનારાઓ પણ, પોતે માનેલી ઈષ્ટ વસ્તુઓનું દર્શન કરવાને માટે હંમેશાં તત્પર રહે છે અને એ રીતિએ પણ પોતાના સમય, દ્રવ્ય અને સામર્થ્યનો વ્યય કરે જ છે. એ વ્યયનું પરિણામ અને દેવદર્શન માટેના સમયાદિના વ્યયનું પરિણામ–એ બે વચ્ચે કેટલું અંતર છે, તે તો ઉઘાડી આંખે જોનારને પ્રત્યક્ષપણે સમજી શકાય તેમ છે. દેવદર્શન માટે નિર્મિત થયેલાં દેવમંદિરોની આસપાસ આધ્યાત્મિકતા છવાઈ રહેલી માલુમ પડે છે, કોઈ પણ પ્રકારનાં દુન્યવી પાપકાર્યોની કે વિષય–રાગની વૃદ્ધિ થતી દેખાતી નથી. જ્યારે તે સિવાયનાં સ્થાનોએ–વિદ્યા, કળા, જ્ઞાન, ગમ્મત કે એવા બીજા કોઈ પણ આશયે નિર્મિત થયેલા સ્થાનોએ કે તેની આસપાસના વાતાવરણમાં તેટલી પવિત્રતા, નિષ્પાપતા કે આધ્યાત્મિકતાનો વાસ અશક્ય બને છે: ઉલ્ટું તેથી વિપરીત જ ઘણા ભાગે દેખાય છે. એક નાટક, એક સીનેમા કે એક થીએટરની આસપાસ જે દશ્ય નજરે પડે છે, તે દશ્ય એક દેવમંદિરની આસપાસ કદી પણ દેખાતું નથી. દુન્યવી દશ્યો જોવાની શાળાઓની ચોમેર પાપપ્રવૃત્તિઓના પુંજના પુંજ એકત્ર થઇ જાય છે: એથી વિરૂદ્ધ દેવદર્શન કરવાની શાળાઓ–દેવગૃહો, દેહરાસરો અને દેવમંદિરોની ચોમેરથી પાપપ્રવૃત્તિઓ જાણે દૂર ને દૂર હડસેલાતી હોય અને ચોમેર જાણે પાપભીરૂતાનું વાતાવરણ પ્રસરી રહ્યું હોય તેવો ભાસ થાય છે.

આનું કારણ શું હશે ? એનું કારણ સ્પષ્ટ છે. જે દેવથી મંદિર અધિષ્ઠિત થયેલ છે, તે દેવ પવિત્ર વ્યક્તિ છે, નિષ્પાપતાની મૂર્તિ છે અને આધ્યાત્મિકતાનું નિવાસસ્થાન છે. એની અસર દેવમંદિર પર અને દેવમંદિરની અસર ચોમેર ફેલાય છે. જે દેવ જેટલા પવિત્ર, તે દેવમંદિર અને તેની આસપાસના વાતાવરણની તેટલી જ પવિત્ર અસર ઉત્પન્ન થાય છે, એ વાતનો કોઈથી પણ ઈન્કાર થઇ શકે તેમ નથી અને એ જ કારણે વીતરાગના મંદિરની આસપાસ જે આધ્યાત્મિકતા અને પાપભીરૂતા નજરે પડે છે, તેટલી ભાગ્યે જ બીજા કોઈ દેવના મંદિરની આસપાસ દેખાય છે. તો પણ મૂળ દેવની જેટલી પવિત્રતા, ગુણસંપન્નતા કે શક્તિયુક્તતા હોય છે, તેટલી પવિત્રતા ઇત્યાદિ તેની મૂર્તિમાં, મંદિરમાં કે ચોતરફ પ્રગટ્યા સિવાય રહેતી નથી. જેઓ દેવમૂર્તિ, દેવમંદિર અને ધર્મસ્થાનના પ્રભાવનો ઇન્કાર કરે છે, તેઓ દિવસના ભાગમાં સૂર્ય, તેનાં કિરણ અને તેના પ્રકાશના અસ્તિત્વનો ઈન્કાર કરનારા છે, એમ કહીએ તો ખોટું નથી. સ્થાનનો પણ અવશ્ય પ્રભાવ છે. સ્થાનમાં પ્રભાવ તેના અધિષ્ઠાયક-મૂર્તિ આદિનો પડે છે અને અધિષ્ઠાયકમાં પ્રભાવ તેની મૂળ વ્યક્તિનો પડે છે. પ્રભાવક મૂળ વ્યક્તિની ગેરહાજરીમાં તેના પ્રભાવને વિસ્તારનાર-કાયમી બનાવનાર તેની મૂર્તિ અને મંદિર છે અને એટલા જ માટે શ્રી જિનની મૂર્તિની સ્તુતિ કરતાં પ્રતિભાસપન્ન કવિઓએ ગાયું છે કે–

" किं ब्रह्मैकमयी किमुत्सवमयी श्रेयोमयी किं किमु–
ज्ञानानन्दमयी किमुन्नतिमयी किं सर्वशोभामयो ।

इत्थं किं किमिति प्रकल्पनपरैस्त्वन्मूर्त्तिरुद्वीक्षिता,
किं ! सर्वाऽतिगमेव दर्शयति सद्ध्यानप्रसादान्महः ॥१४॥"

શું આ મૂર્ત્તિ બ્રહ્મમય છે ?, શું ઉત્સવમય છે ?, શું કલ્યાણમય છે ?, શું જ્ઞાનના આનન્દમય છે ?, શું ઉન્નતિમય છે ?, શું સર્વ શોભામય છે ?–એ રીતિની કલ્પનાઓમાં તત્પર એવા કવિઓ વડે જોવાયેલી આપની મૂર્ત્તિ સદ્ધ્યાનના પ્રસાદથી સર્વને ઉલ્લંઘન કરી જનાર એવા જ્ઞાન રૂપ તેજને દેખાડે છે.

મૂર્ત્તિ પાષાણની કે ધાતુની હોવા છતાં, કવિઓને તે બ્રહ્મમય, ઉત્સવમય, કલ્યાણમય, જ્ઞાનમય, આનન્દમય, ઉન્નતિમય, સર્વશોભામય કે કેવળ જ્ઞાન રૂપી તેજના પુંજમય લાગે છે, તે કેવળ અતિશયોક્તિ રૂપ કે ભાષાના અલંકાર રૂપ છે, એમ સમજવાનું નથી : કિન્તુ તે એક પરમ સત્ય રૂપ છે. જેમ ગહન જ્ઞાનને સમજાવનાર કોઈ ગ્રન્થવિશેષ, કાગળ અને શાહીના સમૂહ રૂપ સાધારણ વસ્તુનો હોય છે તો પણ, એકાગ્ર ચિત્તથી તેનું અધ્યયન કરનાર વિદ્વાન પુરૂષને તે જ્ઞાનના પુંજ રૂપ અને ચૈતન્યના ભંડાર રૂપ સમજાય છે, તેમ વીતરાગની મૂર્ત્તિ પણ તેના દર્શન કરનાર જ્ઞાની પુરૂષને સાક્ષાત્ વીતરાગનું દૃશ્ય ખડું કરે છે અને વીતરાગના સઘળા ગુણોને જોનારના ચિત્તમાં પ્રતિબિંબિત કરે છે. વીતરાગની મૂર્ત્તિ તેને દર્શન કરનારના ચિત્તને સાક્ષાત્ વીતરાગની પાસે લઈ જાય છે : અન્ય શબ્દોમાં, વીતરાગની પાસે જવા માટે –વીતરાગતા જેવી ઉચ્ચ કક્ષાએ ચઢવા માટે, મૂર્ત્તિ એ સાક્ષાત્ નિસરણી–સોપાનની પંક્તિ રૂપ બની જાય છે. પરન્તુ જેમ

અજ્ઞાન અને અપઠિત પુરૂષ ઉત્તમ ગ્રંથમાં રહેલા જ્ઞાનના ભંડારને ન નિહાળી શકે, તેમ વીતરાગના સ્વરૂપથી અજાણ અને અપઠિત એવા આત્માઓને મૂર્ત્તિનું દર્શન કરવા છતાં પણ, તે ગુણના ભંડાર રૂપ ન ભાસે, એમાં આશ્ચર્ય નથી

ગ્રન્થ, એ વીતરાગના વચનને જાણવાનું અને સમજવાનું સાધન છે, તેમ મૂર્ત્તિ, એ સાક્ષાત્ વીતરાગને જાણવા અને ધ્યાવવા–એકાગ્ર ચિત્તે સ્મરણ કરવાનું સાધન છે. પરન્તુ ગ્રન્થ દ્વારાએ જ્ઞાન મેળવવા માટે જેમ વ્યાકરણ, કાવ્ય, કોષ અને ન્યાયશાસ્ત્રાદિના અધ્યયનનું અને તે દ્વારા અક્ષરોના સંકેતનું તથા વાક્ય, મહાવાક્ય અને ઐદંપર્યાર્થ પર્યંતનુ જ્ઞાન મેળવવાની આવશ્યકતા છે, તેમ વીતરાગની મૂર્ત્તિ દ્વારા વીતરાગ અને વીતરાગતાનું જ્ઞાન મેળવવા માટે વીતરાગના સ્વરૂપનું, વીતરાગના ગુણોનું, વીતરાગની શક્તિનું, વીતરાગના ઉપકારનું, વીતરાગની પૂર્વાપર અવસ્થાનું, વીતરાગના શાસનનું વીતરાગના શાસનના આરાધકોનું, વીતરાગના શાસનની આરાધનાનું, તેના ફળનું, ફળની પરંપરાનું, વિગેરે વિગેરેનું યથાસ્થિત જ્ઞાન ચિત્તમાં પ્રગટ થવાની આવશ્યકતા રહે છે એ જ્ઞાન જેમ જેમ પ્રગટ થતું જાય છે અને ચિત્તમાં જેમ જેમ તે સ્થિર થતું જાય છે, તેમ તેમ વીતરાગની મૂર્ત્તિના દર્શનથી વીતરાગના સાક્ષાત્ દર્શન અને સમાગમ જેટલો લાભ એક અપેક્ષાએ મેળવી શકાય છે

શાસ્ત્રોમાં જંઘાચારણ અને વિદ્યાચારણ જેવા લબ્ધિધર તથા અપ્રમત્તદશાએ પહોંચેલા મુનિવરોના પણ, જ્ઞાનધ્યાનમાંથી સમય કાઢી, નંદીશ્વરાદિ તીર્થોમાં રહેલા શાશ્વત ચૈત્યો

અને મનુષ્યલોકમાં રહેલાં બીજાં અશાશ્વત ચૈત્યોની યાત્રાએ જવાના, ઉલ્લેખો મળે છે. તે એમ સિદ્ધ કરે છે કે-જ્ઞાની મહર્ષિઓને પણ વીતરાગનું ધ્યાન કરવા માટે વીતરાગનાં બિંબોનું જ એક શરણ સ્વીકારવું પડે છે. ત્રણે ભુવનમાં વીતરાગનાં બિંબો અને ચૈત્યો દ્વારાએ જે ઉપકાર થઈ રહ્યો છે તે અનુપમ છે, પરન્તુ તેની કદર જ્ઞાની આત્માઓ જ કરી શકે છે અને એ કારણે ચાર જ્ઞાનના ધણી શ્રી ગૌતમગણધર[1] તથા શ્રુતકેવલીભગવાન શ્રી ભદ્રબાહુસ્વામી[2] આદિ પૂર્વધર અને બીજા શ્રુતકેવળી મહાપુરૂષોએ પણ ત્રણે લોકમાં રહેલાં શાશ્વત અને અશાશ્વત શ્રી જિનચૈત્યો અને શ્રી જિનબિંબોને નમન, વન્દન અને ભક્તિ કરવા માટે તત્પરતા દાખવી છે.

શાસ્ત્રો ફરમાવે છે કે-આ પંચમ કાળમાં તરવાનાં બે સાધન છે. એક તો શ્રી વીતરાગનું આગમ અને બીજું શ્રી વીતરાગનું બિંબ. વીતરાગનાં આગમ જડ કાગળ અને શાહી વિગેરેનાં બનેલાં છે. વીતરાગનાં બિંબ જડ પાષાણ અને ધાતુ વિગેરેનાં બનેલાં છે. બન્ને જડ હોવા છતાં, ચૈતન્યને વિકસાવનારાં છે. એ બે જડ વસ્તુઓ જ આ જગતમાં એવી છે કે-જે આત્માની અંદર ભરાયેલી સઘળી જડતાનો ઉચ્છેદ

૧. ભગવાન્ શ્રી ગૌતમમહારાજાએ રચેલ શ્રી જગચિન્તામણિ નામના પ્રસિદ્ધ ચૈત્યવન્દનમાં સર્વ લોકમાં રહેલ શાશ્વત-અશાશ્વત ચૈત્યો અને બિંબોને નમસ્કાર કર્યો છે.

૨. આવશ્યકનિર્યુક્તિ આદિ ગ્રન્થોમાં શાશ્વત-અશાશ્વત તીર્થોનાં વર્ણનો તથા તેની ભક્તિનાં શુભ ફળોનો વિસ્તૃત નિર્દેશ કરેલો છે.

કરે છે એ બે સિવાયની બીજી જડ વસ્તુઓ, આત્માના ચૈતન્યને હણનારી થાય છે એ બે વસ્તુઓ જડ હોવા છતાં એના ઉપાસક આત્માની જડતાને ક્ષણવારમાં હરી લે છે એ કારણે શ્રી જિનાગમોમાં શાસ્ત્રોની ઉપાસના ઉપર જેટલો ભાર મૂકવામાં આવ્યો છે, તેટલો જ અને કોઇ અપેક્ષાએ તેથી પણ વધારે ભાર વિધિપૂર્વક શ્રી જિનચૈત્યો અને શ્રી જિનમૂર્તિઓની ઉપાસના ઉપર મૂક્યો છે 'जिणपूआ जिणथुणणं' શ્રી જિનેશ્વરોની ત્રિકાળ પૂજા અને શ્રી જિનેશ્વરોની સ્તુતિ, એ શ્રાવકોના અગત્યમાં અગત્યના કર્તવ્યો ગણાવ્યા છે એથી આત્માની જે શુદ્ધિ થાય છે, તે એના વિના બીજા હજાર ઉપાયોથી પણ થતી નથી શ્રી જિનેશ્વરોની પૂજા આત્માને વિશ્વના એક સર્વોત્તમ ગુણીની સાથે સીધો સંપર્ક સધાવી આપે છે, તેમના વિપુલ ગુણોનું જ્ઞાન તથા પૂજા કરાવતાં શીખવે છે અને અત્યન્ત નમ્ર બનાવીને આત્માને સદા તેમના ગુણોની અભિમુખવૃત્તિવાળો બનાવે છે

દેવદર્શન—એ ગુણ અને ગુણીનું બહુમાન કરવા દ્વારા ગુણપ્રાપ્તિનો એક ધોરી રાજમાર્ગ છે તો પણ તેની જેવી જોઇએ તેવી સમજણના અભાવે દેવદર્શનાદિ કરનારાઓમાંના પણ ઘણાઓ પોતાની તે ક્રિયાઓના પૂરેપૂરા લાભથી વંચિત રહે, તો તેમાં નવાઇ પામવા જેવું નથી

ભગવાન્ શ્રી હરિભદ્રસૂરિજીએ કહ્યું છે કે—

'चिन्तामणिरत्नेऽपि सम्यगुज्ञातगुण एव श्रद्धातिशय-भावतोऽविधिविरहेण महाकल्याणसिद्धिं साधयति।'



'ચિન્તામણિરત્નને વિષે પણ તેના ગુણને સમ્યક્ પ્રકારે જાણનારો જ, શ્રદ્ધાદિના અતિશયપણા વડે અવિધિનો ત્યાગ કરી, મહા કલ્યાણની સિદ્ધિને સાધનારો બને છે.'

જેમ જેને ચિન્તામણિના ગુણનું જ્ઞાન નથી તે ચિન્તામણિને પ્રાપ્ત કરવા છતાં તેને ભક્તિપૂર્વક સેવી શકતો નથી. અને કલ્યાણનું ભાજન બની શકતો નથી, તેમ શ્રી જિનદેવ-દર્શન એ સ્વભાવથી જ સુંદર ચિન્તામણિકલ્પ અનુપમ વસ્તુ છે તો પણ તેના ગુણનું જેને જ્ઞાન નથી, તે તેને સમ્યગ્ વિધિપૂર્વક સેવી શકતો નથી અને તેની સેવાના યથાર્થ ફળને પણ પામી શકતો નથી. એ કારણે આ પુસ્તકમાં 'દેવ-દર્શન'નું સ્વરૂપ સમજવા માટે અને તેના પરમ ગુણથી પરિચિત થવા માટે જેટલી વિશિષ્ટ વસ્તુઓ જરૂરી છે, તેનો સંચય કરવામાં આવ્યો છે. એના વારંવાર પરિશીલન દ્વારા સમ્યગ્જ્ઞાતા બની દેવદર્શનાદિ વિધિમાં પ્રવૃત્ત થવાથી આત્માને અપૂર્વ ભાવોલ્લાસનો સાક્ષાત્કાર થયા વિના રહેતો નથી. અનધિકારિપણે હજારો ગ્રન્થોના વાંચનથી, હજારો વ્યાખ્યાનોના શ્રવણથી તથા ધર્મનાં બીજાં હજારો અનુષ્ઠાનોના આચરવાથી જે લાભ નથી થતો, તે લાભ યોગ્ય આત્માઓને 'દેવદર્શન' જેવી સામાન્ય જણાતી ક્રિયાથી થાય છે, પણ તે માટે તે વિષયના સમ્યગ્ જ્ઞાતા બનવાની આવશ્યકતા રહે છે.

શ્રી જિનભક્તિને શ્રી જિનશાસનમાં પરમ સમરસની-ઉત્કૃષ્ટ સમતારસની પ્રાપ્તિનું પરમ સાધન કહ્યું છે, એ લેશ માત્ર પણ ખોટું નથી. પરન્તુ એને સમ્યગ્ રીતિએ સમજીને કરવામાં આવે તો જ તે લાભ કરે છે. અર્થી આત્મા-

એને આ પુસ્તક દ્વારા એવું સાધન આપવામાં આવે છે, કે જે શ્રી જિનભક્તિનું પારમાર્થિક સ્વરૂપ સમજાવે અને શ્રી જિનભક્તિનાં કાર્યોમાં અપૂર્વ રસ ઉત્પન્ન કરે.

શાસ્ત્રોમાં કહ્યુ છે કે—

'शुष्केक्षुचर्वणप्रायमविज्ञातार्थमध्ययनं, रसतुल्योह्यत्रार्थः, स खलु प्रीणयत्यन्तरात्मानं, तत· संवेगादिसिद्धिः।'

'અર્થ જાણ્યા વિનાનું અધ્યયન શુષ્ક શેરડી–શેરડીના કૂચાને ચાવવા તુલ્ય છે. અર્થ એ રસ તુલ્ય છે. અર્થ અંતરાત્માને ખરેખર આનંદ આપે છે અને એનાથી સંવેગાદિ કાર્યોની ઉત્કૃષ્ટ સિદ્ધિ થાય છે'

આ પુસ્તકમાં જિનદર્શન, જિનપૂજન અને જિનભક્તિનો શાસ્ત્રાનુસારી અર્થ આપવાનો જ પ્રયાસ કરવામાં આવ્યો છે. એ અર્થ આત્માને અત્યંત આનંદ આપનારો છે : શ્રી જિનેશ્વરોની સાચી પીછાન કરાવનારો છે : તથા શ્રી જિનેશ્વરદેવોના સ્વરૂપથી અનાદિ કાળ થયાં અપરિચિત રહેલા આત્માઓને સુપરિચિત બનાવનારો છે.

દેવદર્શનનો અર્થ વાંચનાર, વિચારનાર, સમજનાર, હૃદયમાં ઉતારનાર, સ્થિર કરનાર તથા એની સાથે વારવાર પરિચય સાધનાર આત્મા જેમ જેમ દેવદર્શનાદિ ક્રિયામાં વિધિપૂર્વક પ્રવૃત્ત થતો જાય છે, તેમ તેમ મિથ્યાત્વ રૂપી વિષનું વમન થતું જાય છે, સમ્યક્ત્વ રૂપી અમૃતનું પાન થતું જાય છે અને અનાદિનો ભવરોગ જોતજોતાંમાં નષ્ટ થઈ જાય છે [1]પરંપરાએ મુક્તિ-

[1]—શ્રી અનુયોગદ્વાર સૂત્રમાં ફરમાવ્યુ છે કે કોઈ પણ સૂત્રનું અધ્યયન વિધિપૂર્વક થવુ જોઇએ. વિધિ દર્શાવતાં ફરમાવ્યુ છે કે—

[ વધુ નોંધ ૨૧૬ મા

રૂપી પરમ આરોગ્યને પ્રાપ્ત કરવા માટે પણ એ જ વસ્તુ સાધન રૂપ બની જાય છે.* જ્ઞાનપૂર્વકની ક્રિયાને શાસ્ત્રકારોએ સુવર્ણઘટની ઉપમા આપી છે. જેમ સુવર્ણઘટ ભાંગી જાય તો પણ તેનું મૂલ્ય જતું નથી, તેમ જ્ઞાનપૂર્વક થયેલી ક્રિયાનો, વચ્ચે ક્વચિત્ ભંગ થઈ જાય, તો પણ તેનું ફળ જતું નથી.

શ્રી તીર્થંકરદેવનું દર્શન એ દેવેન્દ્રોને પણ પરમ હર્ષ-પ્રમોદને પેદા કરનારૂં છે. ભવ્ય આત્માઓને પરમ અનુગ્રહ કરનારૂં-નિર્વાણબીજનો લાભ કરનારૂં છે. 'त्रैलोक्यहर्षकरम्।'

[ ૨૧૫ મા પાનાની આગળની નોંધ ]

'सिक्खितं, ठितं, जितं, मितं, परिजितं, नामसमं, घोससमं, अहीण-क्खरं, अणच्चक्खरं, अक्खलियं, अमिलियं, अवच्चामेलियं, पडिपुण्णं, कंठोट्ठवि-प्पमुक्कं, गुरुवायणोवगयं।'

ઇત્યાદિ વિશેષણોથી યુક્ત સૂત્ર અને તેનાં પદોનું અધ્યયન થવું જોઈએ. દરેક પદ સારી રીતે શીખેલું, વાચનાદિ સ્વાધ્યાયથી સ્થિર થયેલું, સારણા-વારણા-ધારણાથી જીતેલું, પદ અક્ષર આદિની સંખ્યાથી માપેલું, ક્રમ, અક્રમ અને ઉત્ક્રમપૂર્વક યાદ કરેલું, સ્વનામની પેઠે કંઠસ્થ થયેલું, ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત અને ઘોષ, અઘોષાદિ ઉચ્ચારણોથી યુક્ત, અક્ષરાદિની હીનતાથી રહિત, અક્ષરમાત્રાદિકના અધિકપણાથી રહિત, અસ્ખલિત, અમીલિત, અપુનરુક્ત, કંઠૌષ્ઠવિપ્રમુક્ત (બાલકાદિની જેમ અસ્પષ્ટતાથી રહિત ) તથા ગુરુવાચનાથી ઉપગત હોવું જોઈએ. એ રીતે ભણેલું હોય તે જ વિધિપૂર્વક ભણાય છે અને એ રીતે ભણેલું સૂત્ર જ અર્થનું સચોટ ભાન કરાવનારૂં થાય છે.

*'भवरोगार्तजन्तूनाममगदङ्कारदर्शनः।'

—પ્રભુનું દર્શન ભવરોગથી પીડિત થયેલા જંતુઓને અગદંકાર-ના દર્શન સમું છે.

શાસ્ત્રમાં એને 'ત્રૈલોક્યશંકર'ની ઉપમા આપી છે-ત્રણે જગતને સુખ કરનારું કહેલું છે. શ્રી તીર્થંકર દેવના દર્શનથી ઘણા જીવોને મોક્ષને અનુકૂળ એવો મહાન્ ભાવોપકાર થાય છે અને મહાન્ પરાર્થ-પરમાર્થ સધાય છે, પરન્તુ તે દર્શન કેવળ ચક્ષુપર્યંતનું જ નહિ કિન્તુ હૃદયપર્યંતનું હોવું જોઇએ. ચક્ષુદર્શન, એ તો પરમાર્થ-તાત્ત્વિક દર્શનનું સાધન માત્ર છે. આ પુસ્તકમાં જણાવેલ અર્થનું આદરપૂર્વક વાંચન, મનન અને પરિશીલન આત્માને યાવત્ પરમાર્થ-દર્શન સુધી લઈ જવાને સમર્થ બનાવે છે.

આત્માને પવિત્ર બનાવવાને માટે 'દેવદર્શન' એક અતિ સરળમાં સરળ અને ઉચ્ચકોટિની ધર્મક્રિયા છે. પોતાની મનસ્વી કલ્પનાઓ ઉપર જ સઘળો મદાર બાંધીને ચાલવાવાળા આત્માઓને તેનું મહત્ત્વ સમજવું કઠિન છે. એનું મહત્ત્વ નહિ સમજવામાં આજે બીજાં પણ ઘણાં કારણો છે. તેમાંનું મુખ્ય કારણ એ છે કે-ધર્મના કોઈ પણ વિષય ઉપર આજે ઉંડા ઉતરીને વિચાર કરવામાં અને વિચાર કરીને નિશ્ચય કરવામાં આવતો નથી: કદાચ વિચાર કરીને નિશ્ચય કરવામાં આવે તો પણ તે નિશ્ચયની પાછળ ખંતથી ફળસિદ્ધિપર્યંત મંડ્યા રહેવામાં આવતું નથી. દેવદર્શનાદિ ધર્મ-ક્રિયા માટે પણ તેમજ બને છે. બુદ્ધિશાળી ગણાતા આત્માઓ પણ થોડો વખત મરજીમાં આવે ત્યારે અને મનફાવે તે રીતે તેને કરે છે: અને કોઇ પણ કારણસર ન ફાવતું આવે ત્યારે તેને છોડી દે છે. હવે જેઓ નિયમિત કરે છે, તેઓમાંથી પણ કેટલાક "ફળસિદ્ધિ થાય છે કે નહિ?"-તેને વિચારવાની તસ્દી જ લેતા નથી. અથ[illegible]ક ફળની સિદ્ધિ દેખાય ત્યાં સુધી તેને

આચરે છે અને પછી તેને છોડી દે છે. કદાચ લૌકિક ફળની સિદ્ધિ ન દેખાય તો તેના પર અશ્રદ્ધા ધારણ કરે છે અને અશ્રદ્ધા થયા પછી ગમે તેટલી ઉચ્ચ ક્રિયા હોય, તો પણ નિરર્થક થઇ જાય તેમાં નવાઇ નથી. પણ તે બધી રીતો ખોટી છે.

શાસ્ત્રકારોના આદેશ પ્રમાણે તો, દેવદર્શનથી માંડી પંચ મહાવ્રતના પાલન સુધીની દરેક ધર્મક્રિયા, ફલસિદ્ધિના અર્થી આત્માઓએ ફલની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી તેને સતત્ જારી રાખવાની છેઃ તેમાં થતી અવિધિને રોજ ને રોજ દૂર કરવાની છે : વિધિસેવનમાં રહેતી ત્રૂટિને પૂરી કરવાની છે : શ્રદ્ધા, વીર્ય, સ્મૃતિ, સમાધિ અને પ્રજ્ઞાપૂર્વક તેને સેવવાની છે. દુન્યવી કોઇ પણ કાર્યની સિદ્ધિ માટે પણ, કાર્યસિદ્ધિ ન થાય ત્યાં સુધી શ્રદ્ધા, વીર્ય અને ઉદ્યમ વિગેરેની આવશ્યકતા રહે છે, તો પછી આત્મિક અને લોકોત્તર કાર્યની સિદ્ધિ માટે મનમાં ફાવે તેમ, ફાવે ત્યારે અને ફાવે તેટલો વખત તેનું સેવન કરવાથી ઇષ્ટસિદ્ધિ થઈ જાય એમ માનવું, એ કેવળ વંચના છે અને છતી સામગ્રીએ ઉત્તમ ફળની પ્રાપ્તિથી વંચિત રહી જવા બરાબર છે. સમગ્ર કારણ એકત્ર થયા સિવાય કોઇ પણ કાર્યની સિદ્ધિ જેમ જગતમાં દેખાતી નથી, તેમ દેવદર્શનાદિ દ્વારા પણ જે આત્મનિર્મળતાદિ સાધવાં છે, તે માટેની સઘળી કારણ–સામગ્રી એકત્ર થવી જોઇએ.

એ કારણ–સામગ્રીમાં, ધ્યેયની સ્પષ્ટતા, એ પ્રથમ છે. દેવદર્શન, એ આત્મદર્શનનું સાધન છે. દેહને જોવા માટે જેમ બાહ્ય આરીસાની જરૂર છે, તેમ આત્મા કેવો છે તે જોવાને ે, દેવની મૂર્ત્તિ રૂપ આરીસાની જરૂર છે. શ્રી વીતરાગ

પરમાત્માની મૂર્તિ, વિચારશીલ પુરુષને એક આંતરિક આરીસા તરીકેની ગરજ સારે છે દેવમૂર્તિને જોવાથી દેવનું નિર્મળ-ચરિત્ર યાદ આવે છે અને એ ચરિત્રની નિર્મળતા યાદ આવવાથી પોતાના આત્માની મલિનતા પ્રત્યક્ષ માલૂમ પડે છે દેવ આઠ-કર્મથી રહિત છે, પોતે આઠકર્મ સહિત છે: દેવ અનન્તજ્ઞાની છે, પોતે અલ્પજ્ઞાની છે: દેવ સકલ જગતને પ્રતિસમયે જાણે અને જુએ છે, પોતે પોતાના દેહને પણ પૂરો જાણી અને જોઇ શકતો નથી: દેવ અનંત વીર્યયુક્ત છે, પોતે અલ્પ વીર્યવાન્ છે: દેવ અજર-અમર છે, પોતે જન્મ-જરા-મરણથી ઘ ઘાયેલો છે: દેવ સર્વથા મોહરહિત છે, પોતે સર્વ પ્રકારના મોહથી ઘેરા-યેલો છે: દેવ અશરીરી, અરૂપી અને અનાહારી છે, પોતે શરીર રૂપી પાંજરામાં પૂરાયેલો, રૂપ, રસ, ગંધ અને સ્પર્શાદિમાં ફસેલો તથા નિરન્તર આહારાદિની લાલચમાં લપટાયેલો છે. દેવ અનંત, અવ્યાબાધ અને અક્ષય સુખના ભોક્તા છે, પોતે અતિશય અલ્પ, દુઃખવ્યાપ્ત અને વિનશ્વર સુખમાં આસક્ત છે અને એ કારણે અનંત આપત્તિઓથી સદા વીંટાયેલો છે

એ રીતે આત્મસ્વરૂપનું સત્ય ભાન દેવદર્શનથી આપો-આપ થવા લાગે છે, આત્મામા છૂપાયેલી અનંત શક્તિઓ લક્ષ્યમા આવે છે અને એ લક્ષ્ય આવતાંની સાથે નિર્બળતા નાશ પામે છે, ચેતનમાં વીર્ય પ્રગટ થાય છે અને ભવપરંપરાનો નાશ કરવા માટે આત્મશક્તિ સ્ફુરાયમાન થાય છે આ વિગેરે અઢળક ફાયદાઓ દેવદર્શનના પ્રતાપે જીવ મેળવી શકે છે આત્મદર્શન, ભવપરંપરાનો નાશ, અવ્યાબાધ અવસ્થાની પ્રાપ્તિ, તે માટે જરૂરી વીર્યોલ્લાસ,-એ વિગેરે દેવદર્શનનું

સ્વપરના હિત–ઘાતક જ બને છે. શાસ્ત્રમાં એવાઓને પ્રવચનના લોપક અને અદષ્ટમુખ તરીકે વર્ણવ્યા છે.

ધાર્મિક ગુણોમાં આગળ વધવા માટે 'દેવદર્શન' એ સૌથી પ્રથમ ધર્મસ્થાનક છે. શાસ્ત્રમાં તેને 'સુસંવૃતકાંચનરત્ન-કરંડકપ્રાપ્તિ'ની ઉપમા આપી છે: સુસંવૃત–સર્વથા અનુદ્ઘાટિત, કાંચન અને રત્નથી ભરેલું ભાજન વિશેષ, તેની પ્રાપ્તિ, તત્સદશ: જેમ કોઈએ કાંચનરત્નનો કરંડીયો પ્રાપ્ત કર્યો પણ તદન્તર્ગત કાંચનાદિ વસ્તુ છે એમ તે જાણતો નથી, તો પણ જ્યારે તે જાણશે ત્યારે તેનું ફળ અવન્ધ્યપણે તેને જ મળવાનું છે: જો તે સાચવી રાખશે તો! તેમ દેવદર્શનાદિ પ્રથમ ધર્મસ્થાનની આરાધના વખતે, આત્મા ભવિષ્યમાં જે ગુણોનો અધિકારી થવાનો છે તેને પોતે તે વખતે જાણતો નથી, તો પણ તે ધર્મસ્થાન કાલાંતરે તેને ઉત્તરોત્તર અધિકાધિક ધર્મસામગ્રી પમાડીને સર્વોત્તમ અવસ્થા અપાવનાર અવશ્ય થાય છે. તેથી તેને 'સુસંવૃતકાંચનરત્નકરંડક'ની ઉપમા સર્વથા યોગ્ય છે. દેવદર્શનાદિ દ્વારાએ દેવગુણનું બહુમાન અને પ્રશંસાદિ થાય છે. ગુણબહુમાન અને પ્રશંસાદિ, એ જ ધર્મમાર્ગની અંદર આગળ વધવાનું પ્રથમ પગથીયું છે. શાસ્ત્રોમાં ધર્મ અને ગુણ કરતાં પણ ધર્મી અને ગુણી પ્રત્યેના આદર અને બહુમાનાદિને અપેક્ષાએ મહત્ત્વનાં લેખવામાં આવ્યાં છે, એટલું જ નહિ પણ જેના જીવનમાં ગુણબહુમાનાદિ અને તેને અનુસરતી ક્રિયાદિ નથી, તેના ગુણો આડંબર માત્ર ગણાવ્યા છે: કારણ કે–તે અનુબન્ધ વિનાનાં અને ક્ષણજીવી નિવડે છે–થોડા જ કાળમાં

નાશ પામનારાં થાય છે ગુણ પ્રત્યેનો અનુરાગ, એ જ જીવને મુક્તિમાર્ગમાં આગળ વધારનારો થાય છે દેવદર્શનની નિયમિત ક્રિયાથી એ અનુરાગ કેળવાય છે–દૃઢ થાય છે, એટલા માટે શાસ્ત્રકારોએ 'દેવદર્શન'ને ઠેર ઠેર 'પાપવિધ્વંસક' તરીકે ઓળખાવેલ છે 'दर्शनात् दुरितध्वंसी।' 'दर्शनेन जिनेन्द्राणां, न तिष्ठति चिरं पापम्।' જિનેન્દ્રો અને તેમનાં બિંબોના દર્શનથી દુરિતનો ધ્વંસ થાય છે છિદ્રવાળા હસ્તની અંદર જેમ ચિરકાલ પર્યન્ત જલ ટકી શકતું નથી, તેમ દેવ-દર્શનાદિથી પાપ ચિરકાલ પર્યન્ત ટકી શકતું નથી, વિગેરે વિગેરે કવિઓ તેને ભિન્ન ભિન્ન પ્રકારની ઉપમાઓ આપીને ઘટાવે છે મયૂરના દર્શનથી ચન્દનવૃક્ષને વીંટાયેલા સર્પો જેમ વૃક્ષોના બન્ધનોને છોડીને નાસી છૂટે છે, તેમ શ્રી જિન-મૂર્ત્તિના દર્શનથી આત્મવૃક્ષને વીંટાયેલા પાપ રૂપી સર્પો પણ બન્ધનમાંથી ઢીલા પડી, શીર્ણવિશીર્ણ થઇ જાય છે ક્ષેત્રમાં ઉભા કરેલા ચાડીયાના દર્શનથી જેમ પક્ષીઓ નાશ ભાગ કરે છે, તેમ દેવની આકૃતિના દર્શનમાત્રથી કર્મરૂપી શકુનિઓ નજદિક આવવાની પણ હામ ભીડી શકતા નથી દર્શન, સ્પર્શન અને આલિંગનાદિથી જેમ કામિની, કામી પુરુષના શમરૂપી જીવિતવ્યને હણી નાંખે છે : તેમ દર્શન, સ્પર્શન અને વિલેપનાદિ પૂજોપચારથી શ્રી જિનમૂર્ત્તિ, વિશુદ્ધ શ્રદ્ધા અને ભક્તિમાન પુણ્યાત્માઓના પાપ રૂપી પ્રાણોનાં મર્મ-સ્થાનો–મિથ્યાત્વાદિને વીંધી નાખે છે

દેવદર્શનથી શ્રી અરિહતદેવ ઓળખાય છે એક શ્રી અરિહતદેવને નહિ ઓળખવાના કારણે જ, અનન્તાનન્ત જીવ

અનંતકાળથી આ સંસારચક્રમાં નિઃસીમ દુઃખનો અનુભવ કરે છે. સુજ્ઞપુરૂષો સમજી શકે છે કે-જગત ઉપર શ્રી અરિહંતદેવોનો મોટામાં મોટો ઉપકાર છે. એ ઉપકારના મહા ભાર તળે સમસ્ત વિશ્વ દબાયેલું છેઃ પરન્તુ અફસોસની વાત છે કે-તેવા પ્રકારની યોગ્યતા અને સામગ્રીના અભાવે સમસ્ત વિશ્વનો એક નાનો અંશ પણ શ્રી અરિહંતદેવના ઉપકારને ઓળખી શકવા ભાગ્યશાળી બની શકતો નથી. જીવને એવી તક-એ ઉપકારને ઓળખવાની તક કવચિત્ જ સાંપડે છે. એ તક મળ્યા પછી પણ પ્રમાદથી અને અજ્ઞાનથી એને જતી કરનારા ઘણા છે. એ કારણે, લોકોત્તર ઉપકારી શ્રી અરિહંતદેવને ઓળખવા અને પૂજવા માટે, પ્રાથમિક અને સૌથી વધુ અગત્યનું સાધન જે 'દેવદર્શન' છે, તેને પુણ્યશાળી આત્માઓએ જતું કરવું જોઇએ નહિ. કમથી કમ આ સાધનને તો નિરંતર સેવવું જોઇએ. વહેલા કે મોડા, એથી જ શ્રી જિનેશ્વરદેવની ઓળખાણ થવાની છે, એમના ઉપકારનો ખ્યાલ આવવાનો છે અને એમની આજ્ઞાના આરાધન માટે ભાવોલ્લાસ જાગવાનો છે : એટલું જ નહિ, પણ સમસ્ત જગતના પૂજ્યતમની પૂજાના વ્યતિક્રમથી ઉપાર્જન થતા ભારે કર્મસમૂહથી, એના વિના છુટકારો થવો નથી.

શાસ્ત્રમાં પૂજ્યની પૂજાના વ્યતિક્રમને મોટું પાપ માનેલું છે. દુનિયામાં પણ ઉત્તમ અને અગ્રપદ ધરાવતા મનુષ્યને તેને યોગ્ય સન્માનાદિ કરવામાં ન આવે તો અપરાધ ગણાય છે, તેમ ત્રણ જગતમાં ઉત્તમ, સર્વ પ્રાણિગણના નેતા, સમસ્ત વિશ્વને મોહરૂપી કૂપના ગહન ગર્તામાંથી ઉગારનાર, દુર્ગતિના

પ્રપાત સમયે જીવોને હસ્તાવલંબન રૂપ થનાર, વિશ્વ-વિશ્વોપકારી શ્રી જિનેશ્વરદેવનું તેમને યોગ્ય સન્માનાદિ ન કરવું, એ પણ મહા અપરાધ છે. શાસ્ત્રોમાં એને મોટું પાપ ગણેલું છેઃ આદિકર્મોની મિથ્યાત્વમોહની દીર્ઘપ્રકૃતિઓને બંધાવનાર કારમો દુરધ્યવસાય માનેલો છે. એ મોટા પાપથી છૂટવા માટેનું અદ્વિતીય સાધન દેવદર્શન છે, એમ સમજી તેના પ્રત્યે અધિકાધિક આદરવાળા બનવું જોઇએ.

એક વિદ્વાન પુરૂષે કહ્યું છે કે-'હજાર ઉપદેશ કરતાં એક યુક્તિની અસર વધી જાય છે, હજાર યુક્તિઓ કરતાં એક આગમ-આપ્તપુરૂષના વચનની અસર વધી જાય છે, હજાર આગમ-આપ્તપુરૂષોનાં વચનો કરતાં એક દૃષ્ટાન્તની અસર વધી જાય છે અને હજાર દૃષ્ટાન્તો કરતાં પણ એક સંસર્ગની અસર વધી જાય છે.' અને વાત પણ સાચી છે-કુસંસર્ગે ચઢી ગયેલા માણસને હજારો સારાં દૃષ્ટાન્તો, આગમો, યુક્તિઓ કે ઉપદેશો આપો તો પણ તે ફળીભૂત થતાં નથી: તેના ઉપર અસર કરતાં નથી. અથવા ઉપદેશ, યુક્તિ, આગમ કે દૃષ્ટાન્ત તો હમેશાં મોટે ભાગે સારાં જ શીખવવામાં આવે છે, તો પણ દુનિયા સારી કેમ થતી નથી ? તેનો એક જ ઉત્તર છે કે-સારા ઉપદેશાદિને સાંભળનાર દુનિયા જ્યાં સુધી સારા સંસર્ગમાં રહેતી નથી, ત્યાં સુધી સારા પણ ઉપદેશાદિની વાસ્તવિક અસર તેના ઉપર થતી નથી અને થાયતો ટકતી નથી: એથી વિરૂદ્ધ સારા સંસર્ગમાં રહેનાર આત્માને ઉપદેશાદિ તે પ્રમાણમાં પ્રાપ્ત નથી થતાં ... તે પોતાના જીવનને સન્માર્ગે

ટકાવી શકે છે. 'દેવદર્શન' નો વિધિ, એ પાપમાં તરબોળ દુનિયાને થોડો સમય પણ પાપસંસર્ગથી છોડાવે છે અને પરોક્ષ રીતે પણ સર્વથી શ્રેષ્ઠ અને પૂજ્યતમ એવા શ્રી જિનેશ્વરદેવના સત્સંસર્ગમાં લાવે છે. એ સત્સંસર્ગની અસર 'દેવદર્શનાદિ' ક્રિયામાં રક્ત રહેનાર આત્મા ઉપર પડે છે જ અને તેથી તે તેવા પ્રકારના પાપોમાં પ્રાયઃ ફસાતો નથી, કે જેવા પ્રકારનાં પાપોમાં એ સંસર્ગ વિનાના આત્માઓ ફસી પડે છે. આ વાત અનુભવથી જ સમજાય તેવી છે. એટલા જ માટે અનુભવી અને જ્ઞાનવૃદ્ધ પુરૂષો-શ્રી જિનેશ્વરદેવ અને ગણધરદેવોએ ઉન્નતિના અર્થી આત્માઓ માટે ત્રિકાળ શ્રી 'જિનદર્શન' આદિને ભારપૂર્વક ઉપદેશેલ છે. એ ઉપદેશના મર્મને સમજી, યોગ્ય આત્માઓ પોતાના જીવનને તે માર્ગે વાળે-એ જ એક અભિલાષા.

* * *



ટકાવી શકે છે. 'દેવદર્શન' નો વિધિ, એ પાપમાં તરબોળ દુનિયાને થોડો સમય પણ પાપસંસર્ગથી છોડાવે છે અને પરોક્ષ રીતે પણ સર્વથી શ્રેષ્ઠ અને પૂજ્યતમ એવા શ્રી જિનેશ્વરદેવના સત્સંસર્ગમાં લાવે છે. એ સત્સંસર્ગની અસર 'દેવદર્શનાદિ' ક્રિયામાં રક્ત રહેનાર આત્મા ઉપર પડે છે જ અને તેથી તે તેવાપ્રકારના પાપોમાં પ્રાયઃ ફસાતો નથી, કે જેવા પ્રકારનાં પાપોમાં એ સંસર્ગ વિનાના આત્માઓ ફસી પડે છે. આ વાત અનુભવથી જ સમજાય તેવી છે. એટલા જ માટે અનુભવી અને જ્ઞાનવૃદ્ધ પુરૂષો-શ્રી જિનેશ્વરદેવ અને ગણધરદેવોએ ઉન્નતિના અર્થી આત્માઓ માટે ત્રિકાળ શ્રી 'જિનદર્શન' આદિને ભારપૂર્વક ઉપદેશેલ છે. એ ઉપદેશના મર્મને સમજી, યોગ્ય આત્માઓ પોતાના જીવનને તે માર્ગે વાળે-એ જ એક અભિલાષા.

* * *

